# અનુક્રમણિકા

★ પરિશિષ્ટ

૩૬. (૧) ક્રિયમાણ કર્મ કરવામાં માણસ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે.
૩૬. (૨) જેટલી સ્વતંત્રતા તેટલી જ જવાબદારી
૩૬. (૩) ફળનો હેતુ જ લક્ષમાં રાખીને કર્મ ના કરો
૩૬. (૪) મારે કર્મ પણ કરવું નથી અને ફળ પણ (જોઈતું) ભોગવવું નથી
૩૬. (૫) યોગ એટલે શું ?
૩૬. (૬) યોગઃ કર્મષુ કૌશલમ્
૩૬. (૭) કર્મ-ભક્તિ-જ્ઞાનયોગનો સમન્વય
૩૬. (૮) તું તારું નિયત કર્મ કર, બીજી ભાંજગડ છોડ
૩૭. (૧) પાપ છડેચોક કરો- પુણ્ય ચોરીછૂપીથી કરો
૩૭. (૨) પાપ અગર પુણ્ય જાહેર (expose) થતાંની સાથે જ તેનું ફળ તિરોહિત (evaporate) થઈ જાય છે.
૩૮. પુરુષાર્થથી પ્રારબ્ધ ફેરવી શકાય ?
૩૯. માણસ જાણીજોઈને પાપ શા માટે કરે છે ?
૪૦. દરેક કર્મ ક્રિયા છે પરંતુ દરેક ક્રિયા કર્મ નથી
૪૧. (૧) કર્મ- વિકર્મ- અકર્મ
(૨) કર્મ અને અકર્મમાં જ્ઞાનીઓ પણ ગૂંચવાય છે.

# (હીરાભાઈ ઠક્કરે Theroy of Karma - ‘‘કર્મનો સિદ્ધાંત’’ ઉપર આપેલાં પ્રવચનોનો ટૂંકસાર)

## ૧. ગહના કર્મણો ગતિ :

ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે ગીતામાં કહ્યું છે કે કર્મની ગતિ ગહન છે. શ્રીકૃષ્ણના મિત્ર સુદામાજી કર્મની ગહનતા ગાતાં કહે છે કે :

**ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યાર્થી,**
**તે થઈ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.**
**રમાડતો ગોકુળ માકડાં, ગુરુને ઘેર લાવતો લાકડાં,**
**તે આજ બેઠો સિંહાસન ચઢી, મારે તુંબડી ને લાકડી.**

કર્મની ગતિ અટપટી છે. કારણ કે જીવન અટપટું છે. એક માણસ દુ:ખી કેમ અને બીજો સુખી કેમ ? વધારે આશ્ચર્ય તો એ દેખાય છે કે હરામખોરો, લુચ્ચાઓ, કાળાબજારિયાઓ, લાંચ લેનારાઓ સુખી દેખાય છે ! તેમની પાસ બંગલા, મોટરો, રેડિયો, લાખો રૂપિયા છે; જ્યારે ન્યાય, નીતિ, ધર્મથી પવિત્ર જીવન જીવનાર લોકો દુ:ખી દેખાય છે. તેનું કારણ શું ? આવું જ્યારે જગતમાં પ્રત્યક્ષ દેખાય છે ત્યારે ઈશ્વરમાંથી આપણી શ્રધ્ધા ડગી જાય છે. આ સૃષ્ટિના સંચાલનમાં કોઈ કાયદો- કાનૂન હશે કે નહિ ? કે બધું અંધેર ચાલે છે ? આવો પ્રશ્ન પણ થાય છે. આવું જોઈને આપણને કેટલીક વખતે એમ લાગે કે ખુદા કે ઘર અંધેર હૈ !

પરંતુ ખરી હકીકત એ છે કે ખુદા કે ઘર દેરભી નહિ હૈ ઔર અંધેર ભી નહિ હૈ. આ વાતને યથાર્થ રીતે સમજવા માટે કર્મના કાયદાનો અભ્યાસ કરવાની જરૂર છે.

## ૨. કર્મનો અટલ સિધ્ધાંત :

દુનિયામાં દરેક ડિપાર્ટમેન્ટને ચલાવવાના અને નિયંત્રણમાં રાખવાના કાયદા ઘડાયેલા હોય છે. પોલીસ ખાતા માટે પોલીસ મેન્યુઅલ હોય છે. પી.ડબલ્યુ.ડી. ખાતા માટે તેનું મેન્યુઅલ હોય છે. ન્યાય માટે ઈન્ડિયન પીનલ કોડ હોય છે. રેવન્યુ ખાતા માટે લેન્ડ રેવન્યુ કોડ અને રૂલ્સ હોય છે. રેલવે ખાતાના પણ કડક કાયદા ઘડેલા હોય છે. તેવી જ રીતે આખી સૃષ્ટિના અને અનેક બ્રહ્માંડોનાં સંચાલન માટે પણ, નીતિનિયમો છે જ. જેમ કે સૂર્ય નિયમિત ઊગે અને આથમે, પૃથ્વી, તારા, નક્ષત્રો નિયમિત ગતિ કરે, વરસાદ ચોમાસામાં નિયમિત વરસે, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય વ્યવસ્થિત રીતે થાય વગેરે વિશ્વના સંચાલન માટે પણ અને તે સુવ્યવસ્થિત ચાલે તેને માટેનો પણ કાયદો છે અને તે ‘‘કર્મ’’નો કાયદો છે.

ગોસ્વામી તુલસીદાસજી રામાયણમાં લખે છે કે :-

**કર્મ પ્રધાન વિશ્વ કરિ રાખા !**

# જો જસ કરઈ સો તસ ફલ ચાખા !

આ આખું વિશ્વ, કર્મના કાયદાના આધારે બરાબર વ્યવસ્થિત રીતે ચાલે છે અને તેમાં જરા પણ ગરબડ નથી.

આ કર્મના કાયદાની એક ખાસ ખૂબી છે. દુનિયાના તમામ કાયદાઓમાં કોઈનો કોઈ અપવાદ exception to the Rule Proviso વગેરે હોય છે. પરંતુ કર્મના કાયદામાં કોઈ પણ ઠેકાણે જરા પણ અપવાદ કે બાંધછોડ નથી. ખુદ ભગવાન રામના બાપ થતા હોય તોપણ રાજા દશરથને કર્મના નિયમ પ્રમાણે પુત્રના વિરહથી મૃત્યુને ભેટવું પડ્યું. તેમાં ખુદ ભગવાન રામ પણ એમ ના કહી શકે કે રાજા દશરથ મારા બાપ થતા હોવાથી કાયદામાં થોડી બાંધછોડ કરીને અપવાદરૂપે હું તેમને ૧૪ વરસનું extension આપીશ. નિર્ગુણ નિરાકાર શુદ્ધ બ્રહ્મ પણ જ્યારે સગુણ સાકાર બનીને દેહ ધારણ કરીને પૃથ્વી ઉપર પધારે છે, ત્યારે તેમને પણ આ કર્મના કાયદાનું ચુસ્ત રીતે પાલન કરવું પડે છે. કર્મના કાયદામાં ક્યાં દેર પણ નથી અને અંધેર પણ નથી. જરા પણ બાંધછોડ કે લાગવગશાહી નથી, કોઈ અપવાદ નથી, એ કાયદાની ખાસ ખૂબી છે. હવે આ 'કર્મ'ના કાયદાને ઉઘાડીને વાંચીએ.

### ૩. કર્મ એટલે શું ?

સાદી સરળ ભાષામાં ટૂંકમાં કર્મની વ્યાખ્યા કરીએ તો કર્મ એટલે ક્રિયા. આપણે જે કોઈ કામ (ક્રિયા) કરીએ છીએ તે કર્મ કહેવાય. ખાવું-પીવું- નાહવું- ધોવું- ચાલવું, ઊભા રહેવું, નોકરી કરવી- ધંધો કરવો, વિચારવું- ના વિચારવું, વેપાર કરવો, ઊંઘવું- જાગવું, જોવું- સાંભળવું, સૂંઘવું- ના સૂંઘવું, સ્પર્શ- અસ્પર્શ બોલવું- શ્વાસોચ્છવાસ લેવા- મૂકવા જન્મવું જીવવું- મરવું ઇત્યાદિ તમામ શારીરિક અને માનસિક ક્રિયાને કર્મ કહેવાય છે. આ કર્મના મુખ્યત્વે ત્રણ ભાગ છે :

## (૧) ક્રિયમાણ કર્મ, (૨) સંચિત કર્મ (૩) પ્રારબ્ધ કર્મ

### ૪. ક્રિયમાણ કર્મ :

માણસ સવારે જાગે અને ઊઠે ત્યારથી રાત્રે સૂઈ જાય ત્યાં સુધી જે જે કરમ કરે તે ક્રિયમાણ કર્મ કહેવાય. સવારથી સાંજ સુધી, સોમવારથી રવિવાર સુધી, પહેલી તારીખથી છેલ્લી તારીખ સુધી, કારતક સુદિ એકમથી આસો વદિ અમાસ સુધી, જન્મે ત્યારથી મરે ત્યાં સુધી, માણસ જે જે કર્મ કરે, તે તમામ ક્રિયમાણ કર્મ કહેવાય. આવાં જે જે ક્રિયમાણ કર્મ કરે તે અવશ્ય ફળ આપે પછી જ તે શાંત થાય. ફળ આપ્યા સિવાય શાંત થાય નહિ. ક્રિયમાણ કર્મને ફળ આપ્યે જ છૂટકો. ફળ ભોગવ્યે જ છૂટકો. દાખલા તરીકે, તમને તરસ લાગી, તમે પાણી પીધું. પાણી પીવાનું કર્મ કર્યુ- તરસ મટી ગઈ. કર્મ ફળ આપીને શાન્ત થઈ ગયું. તમે ખાધું, ખાવાનું કર્મ કર્યું. ભૂખ મટી ગઈ- કર્મ ફળ આપીને શાંત થઈ ગયું. તમે નાહ્યા- નાહવાનું કર્મ કર્યું. શરીર શુધ્ધ થઈ ગયું- કર્મનું ફળ મળી ગયું, કર્મ ફળ આપીને શાંત થઈ ગયું- તમે કોઈને ગાળ દીધી- તેણે તમને લાફો માર્યો, કર્મનું ફળ મળી ગયું, કર્મ ફળ આપીને શાંત થઈ ગયું. આવી રીતે તમામ ક્રિયમાણ કર્મને ફળ બાઝે જ અને ફળ ભોગવાવીને જ શાંત થાય.

### ૫. સંચિત કર્મ :

પરંતુ કેટલાક ક્રિયમાણ કર્મ એવાં હોય છે કે તે કર્મ કરતાંની સાથે તાત્કાલિક ફળ આપતાં નથી. તેનું ફળ મળતાં વાર લાગે છે. અને કર્મના ફળને પાકતાં વાર લાગે, ત્યાં સુધી તે કાચાં રહે છે અને કર્મ ફળ આપે નહિ ત્યાં સુધી સિલકમાં જમા રહે, સંચિત થાય છે, તેને સંચિત કર્મ કહેવાય. દાખલા તરીકે તમે આજે પરીક્ષાનું પેપર લખ્યું. મહિના પછી તેનું પરિણામ બહાર પડે, તમે સવારે રેચ લીધો- ચાર કલાક પછી બપોરે તમને રેચ લાગે. તમે આજે કોઈને ગાળ દીધી.

દસ દિવસ પછી લાગ જોઈને તે તમને લાફો મારી જાય. તમે તમારી જુવાનીમાં તમારાં માબાપને દુઃખી કર્યા, તમને તમારો દીકરો તમારી વૃદ્ધાવસ્થામાં દુઃખી કરે. તમે આ જન્મમાં સંગીત વિદ્યાની ઉપાસના માટે મહેનત કરી, આવતા જન્મમાં નાનપણથી જ તમે સારું સંગીત ગાઈ શકો. એમ કેટલાંક ક્રિયમાણ કર્મો તાત્કાલિક ફળ નથી આપતાં, પરંતુ કાળે કરીને પાકે ત્યારે ફળ આપે, ત્યાં સુધી તે સંચિત કર્મમાં જમા પડ્યાં રહે.

બાજરી નેવું દિવસે પાકે, ઘંઉ ૧૨૦ દિવસે પાકે, આંબો પાંચ વર્ષે ફળ આપે, રાયણ દસ વર્ષે ફળ આપે. જે જાતનાં ક્રિયમાણ કર્મનાં બીજ તે પ્રકારે તેને ફળતાં ઓછીવત્તી વાર લાગે. આવાં અનેક સંચિત કર્મો જીવની પાછળ પડ્યાં છે. દાખલા તરીકે, આજે આખા દિવસમાં ધારો કે તમે ૧૦૦૦ ક્રિયમાણ કર્મ કર્યા, તેમાંથી ૯૦૦ ક્રિયમાણ કર્મો એવાં હોય કે તાત્કાલિક ફળ આપીને તરત જ શાંત થઈ જાય છે. પરંતુ ૧૦૦ કર્મો એવાં હોય છે કે જેને ફળતાં વાર લાગે, તે સંચિત કર્મમાં જમા થાય. એવી રીતે આજે ૧૦૦ કર્મો સંચિત થયાં, આવતી કાલે બીજાં ૧૨૫ કર્મ સંચિતમાં જમા થાય, પરમ દિવસે તેમાંથી ૭૫ કર્મ ફળે- વપરાય અને શાંત થાય. ચોથે દિવસે વળી બીજાં ૮૦ કર્મ સંચિતમાં જમા થાય. એ પ્રમાણે ભરઢોળ કરતાં કરતાં અઠવાડિયાના અંતે ધારો કે ૩૦૦ સંચિત કર્મ થાય અને મહિનાની આખરે ૧૧૦૦ કર્મ સંચિત થાય અને વર્ષની આખરે ૧૪૦૦૦ કર્મ સંચિતમાં જમા થાય અને જીવનના અંતે ધારો કે આઠ લાખ કર્મ સંચિત થાય. બીજા જન્મમાં સાત લાખ કર્મ સંચિત થાય.

તે પ્રમાણે અનાદિકાળથી અનેક જન્મનાં અસંખ્ય સંચિત કર્મના ઢગલા, અસંખ્ય કરોડો હિમાલય પર્વત ભરાય તેટલાં સંચિત કર્મોના ઢગલા, જીવની પાછળ જમા થયેલા પડેલા છે. આ તમામ સંચિત કર્મો આ જન્મે, અગર તો હવે પછીના અનંતકાળ સુધીના અનેક જન્મોમાં, ગમે ત્યારે પાકે અને તમે તે કર્મોને ભોગવો, ત્યાર પછી જ તે શાંત થાય, ન ભોગવો ત્યાં સુધી શાંત થાય નહિ. જીવ જો સાવધાનીથી ગંભીરતાપૂર્વક આની કલ્પના કરે તો ધ્રૂજી ઊઠે, પરંતુ અવિદ્યાથી ઘેરાયેલો જીવ આની કદાપિ કલ્પના કરતો જ નથી.

રાજા દશરથે શ્રવણનો વધ કર્યો ત્યારે તેના વિરહથી મરતાં મરતાં તેનાં માબાપે રાજા દશરથને શાપ દીધો કે તારું મૃત્યુ પણ તારા પુત્રના વિરહથી થશે ! કારણ કે તે વખતે રાજાને તો એક પણ પુત્ર નહોતો. એટલે આ ક્રિયમાણ કર્ણ ફળ આપીને શાંત થઈ શક્યું નહિ. પરંતુ તે સંચિત કર્મમાં જમા થયું. કાળે કરીને રાજાને એકને બદલે ચાર પુત્ર થયા; તે મોટા થયા, પરણાવ્યા અને જ્યારે રામના રાજ્યાભિષેકનો દિવસ આવ્યો તે વખતે, પેલું સંચિત કર્મ ફળ આપવા તત્પર થયું અને આવા શુભ દિવસે પણ દશરથ રાજાને મૃત્યુનું ફળ પ્રાપ્ત કરાવીને જ શાંત થયું. તેમાં ઘડીભરનો પણ વિલંબ ચલાવી લેવાયો નહિ.

ખુદ ભગવાન રામ પણ તેમના પોતાના પિતાને ઓછામાં ઓછાં ૧૪ વર્ષ પૂરતું પણ જીવતદાન આપી શક્યા નહિં. (Extension આપ્યું નહિ.) તેમની પણ લાગવગ કે શેહશરમ કાળની આગળ નભી શકી નહિ. જે શુદ્ધ ચૈતન્ય પરાત્પર બ્રહ્મ પોતે સગુણ સાકાર સ્વરૂપ ધારણ કરીને પૃથ્વી ઉપર પધાર્યા તે રામ, જેમનાં ચરણની રજના સ્પર્શ માત્રથી જે શલ્યાને અહલ્યા બનાવી શકે, - જેની ચરણરજના સ્પર્શ માત્રથી પથ્થરને જીવતદાન મળી શકે, તે પરાત્પર બ્રહ્મ ભગવાન શ્રીરામ જો પોતાના પિતાનું આયુષ્ય માત્ર ચૌદ વરસ માટે જ લંબાવી આપે - Extension આપે તો તેમાં કોણ વાંધો લેવાનું હતું ? અને શો વાંધો પડી જવાનો હતો ? પણ ના,કર્મના કાયદાનું પાલન કરવામાં કોઈ લાગવગશાહી ચાલે જ નહિ. એટલે ખુદા કે ઘર અંધેર નહિ હૈ. એટલું જ નહિ પણ દેર ભી નહિ હૈ. તેવો કર્મનો જડબેસલાક કાયદો છે.

રાજા ધૃતરાષ્ટ્રના ૧૦૦ પુત્રો એકસામટા મરી ગયા ત્યારે રાજાએ ભગવાન શ્રીકૃષ્ણને પૂછ્યું : મારા જીવનમાં મેં કોઈ એવું પાપ નથી કર્યું કે જેના ફળસ્વરૂપે મારા એકસામટા ૧૦૦ પુત્રો મરી જાય. ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે તેને પાછલા જન્મો જોઈ જવા માટે દૃષ્ટિ આપી ત્યારે તેણે જોયું કે આશરે ૫૦ જન્મ પહેલાં તે એક પારધી હતો અને વૃક્ષ ઉપર બેઠેલાં પક્ષીઓને પકડવા તેણે સળગતી જાળ એક વૃક્ષ પર નાખી. તેમાંથી બચવા કેટલાંક પક્ષીઓ ઊડી ગયાં. પરંતુ તે

સળગતી જાળની ગરમીથી તેઓ આંધળાં થઈ ગયાં અને બાકીનાં ૧૦૦ નાનાં પક્ષીઓ બળીને ખાખ થઈ ગયાં. આ ક્રિયમાણ કર્મ ૫૦ જન્મ સુધી સંચિત કર્મમાં પાક્યા વગર પડી રહ્યું અને જ્યારે રાજાનાં બીજાં સઘળાં પુણ્યના પરિણામે તેને આ જન્મમાં ૧૦૦ પુત્ર પ્રાપ્ત થયા ત્યારે તે સંચિત કર્મ ફળ આપવા તત્પર થયું. તેથી તેને આ જીવનમાં અંધાપો આવ્યો અને તેના ૧૦૦ પુત્રો પણ મર્યા. ૫૦ જન્મ પછી પણ તેના ક્રિયમાણ કર્મે તેનો છાલ છોડ્યો નહિ. ૧૦૦ પુત્રો પ્રાપ્ત થાય તેટલું પુણ્ય પેદા થાય ત્યાં સુધી તે કર્મ રાહ જોઈને બેસી રહ્યું. સંચિત કર્મમાં જમા પડી રહ્યું અને બરાબર લાગ આવ્યો તે વખતે તત્કાલ જરા પણ વિલંબ વગર ફળ આપીને શાંત થયું. ખુદા કે ઘર અંધેર નહિ હૈ ઔર દેર ભી નહિ હૈ.

કોઈ એક માણસની પાસેથી તમે પાંચસો રૂપિયા માંગતો હો, તે તમને ના આપે તો તમે દીવાની કોર્ટમાં દાવો કરો. કોર્ટ તેની સામે રૂપિયા ૫૦૦ વસૂલ કરવાનું હૂકમનામું કરી આપે અને બેલીફ વૉરંટ બજાવવા જાય, તેમ છતાં કરજદાર પાસે બિલકુલ પૈસા હોય જ નહિ, તો બેલીફ હુકમનામાનું વૉરંટ બજાવીને વસૂલાત શામાંથી કરી શકે ? થોડાં વર્ષ પછી પેલો કરજદાર કાંઈક બીજા ધંધા કરીને હજારેક રૂપિયા કમાઈ લે કે તુરત બેલીફ હુકમનામાનું વૉરંટ બજાવીને તેની પાસેથી પાંચસો રૂપિયા વસૂલ કરી જ લે, છોડે નહિ. બસ, એ જ રીતે ક્રિયમાણ ક્રમનું ફળ કદાચ તાત્કાલિક ન અપાવી શકાય તો તેવાં કર્મ સંચિત કર્મમાં જમા પડી રહે અને ભવિષ્યમાં જયારે બરાબાર લાગ આવે તે વખતે તે પાકે અને ફળ અપાવીને જ શાંત થાય.

આ પ્રમાણે ક્રિયમાણ કર્મ જે ફળ આપીને શાંત થયો નથી તે સંચિત કર્મ કહેવાય.

### ૬. પ્રારબ્ધ કર્મ :

સંચિત કર્મ પાકીને ફળ આપવાને તૈયાર થાય તેને ‘પ્રારબ્ધ કર્મ’ કહેવાય. અનાદિકાળથી જન્મજન્માંતરનાં સંચિત કર્મોના અસંખ્ય કરોડો હિમાલયો ભરાય તેટલા ઢગલા જીવની પાછળ જમા થયેલા પડ્યા છે. તેમાંથી જે સંચિત કર્મો પાકીને ફળ આપવા તૈયાર થાય તેવાં પ્રારબ્ધ- કર્મોને ભોગવવાને અનુરૂપ શરીર જીવને પ્રાપ્ત થાય અને તે શરીરકાળ દરમિયાન તે પ્રમાણે પ્રારબ્ધકર્મ ભોગવ્યા પછી જ દેહ પડે. પ્રારબ્ધકર્મને ભોગવવાને અનુરૂપ દેહ- આરોગ્ય, સ્ત્રી- પુત્રાદિક, સુખ-દુઃખ વગેરે તે જીવનકાળ દરમિયાન જીવને આવી મળે અને તે પ્રારબ્ધકર્મ પૂરેપૂરાં ભોગવ્યાં સિવાય દેહનો છુટકારો થાય નહિ.

ઘડપણમાં લકવો થાય અને દસ વરસ સુધી ખાટલામાં પડ્યાં પડ્યાં ગંધાય અને હે ભગવાન ! હવે મારો ક્યારે છુટકારો થશે, મારું પાંનિયું ક્યારે નીકળશે એમ અનેકવાર બકવાટ કર્યા કરે તોપણ જ્યાં સુધી પૂરેપૂરાં પ્રારબ્ધ કર્મ ભોગવી શકે નહિ, ત્યાં સુધી તે દેહ છૂટે નહિ અને પ્રારબ્ધકર્મ ભોગવીને સમાપ્ત થયા પછી છોકરો મોઢામાં પાણી રેડે તો નાકે થઈને નીકળી જાય, પરંતુ એક ટીપું પાણી પાવા કે એક પણ વધારાનો શ્વાસ લેવા પણ જીવ ઊભો ના રહે. દેહ તુરત જ છૂટી જાય અને પછી જે બીજાં સંચિત કર્મો પાકીને ફળ આપવાં તૈયાર થયાં હોય તે પ્રારબ્ધ કર્મનાં ફળ ભોગવવાને અનુકૂળ એવો બીજો દેહ જીવ ધારણ કરે અને તેને અનુરૂપ માતા- પિતા, સ્ત્રી, પુત્રાદિ તેને મળે અને તે જીવનકાળ દરમિયાન તે જીવનમાં ભોગવવાનાં તમામ પ્રારબ્ધકર્મો ભોગવીને છૂટે. એમ જીવ વારંવાર જન્મમરણનાં ચક્કરમાં ભમ્યા કરે છે.

આમ અનાદિકાળથી અને જન્મજન્માંતરનાં જમા થયેલાં સંચિતકર્મો પાકીને ફળ આપવા પ્રારબ્ધરૂપ તૈયાર થતાં જાય, તેમ તે અનંતકાળ સુધી જુદા જુદા દેહ ધારણ કરતો જ રહે અને જયાં સુધી દેહ ધારણ કરવા પડે, ત્યાં સુધી તેનો મોક્ષ થયેલો ના ગણાય. એ હિસાબે શ્રી શંકરાચાર્ય કહે છે તેમ -

**પુનરપિ જનનં પુનરપિ મરણં, પુનરપિ જનની જઠરે શયનં**

# ઈહ સંસારે ખલુ દુસ્તારે, કૃપયાપારે પાહિ મુરારે

અનેક યોનિઓમાં જીવ ભટક્યા જ કરે- ભટક્યા જ કરે. નવાં ક્રિયમાણ કર્મો કર્યાં જ કરે. તેમાંથી અનેક સંચિતકર્મો જમા થયાં જ કરે, તે કાળે કરીને પાકીને ફળ આપવા તૈયાર થઈને પ્રારબ્ધરૂપે જીવની સામે આવીને ઊભાં જ રહે અને અનંતકાળ સુધી જીવનો મોક્ષ થવા દે નહિ એટલે સંસાર- સાગર દુસ્તર ગણાયો છે.

**૭. કરેલાં કર્મો ભોગવવાં જ પડે :**

કર્મ કર્યું કે તેનું ફળ ચોંટ્યું જ સમજી લો. પછી તમે ફળ ભોગવવામાંથી છટકી શકો જ નહિ. છટકવા ગમે તેટલા ઉધામા કરો તોપણ ફળ ભોગવ્યા સિવાય કર્મ શાંત થાય નહિ. તમારી પાછળ પાછળ ફળ ભમ્યા કરે, ભોગવીને જ છુટકારો કરે. કદાચ તમે બુદ્ધિશાળી હો અને આ દુનિયાની કોર્ટમાં સારા વકીલ રોકીને છટકો પણ ઉપલી સુપ્રીમકોર્ટ- કુદરતની કોર્ટ તમને ઝાલી પાડે, છોડે નહિ. ત્યાં કોઈ વકીલની દલીલ કે સિફારશ ના ચાલે.

ઘણાં વર્ષ પહેલાંની વાત છે. અમદાવાદમાં એક પ્રખર વિદ્વાન સેશન્શ જજ હતા. જાતે નાગર બ્રાહ્મણ અને ચુસ્ત વેદાન્તી. કર્મના કાયદાના અઠંગ અભ્યાસી. સાબરમતી નદી પાસે રહેતા હતા.

એક સવારે પરોઢિયે મળસકામાં થોડા અંધારામાં નદીના વાઘામાં કુદરતી હાજતે જવા બેઠેલા. ત્યાં નજદીકમાંથી એક માણસ દોડતો હતો. તેની પીઠમાં પાછળથી આવતા માણસે ખંજરનો ઘા કર્યો એટલે આગળનો માણસ ઢળી પડ્યો અને તત્કાળ મૂત્યુ પામ્યો. આ દશ્ય જજે નજરોનજર જોયું. ખૂની ભાગી  ગયો, તેને પણ સેશન્સ જજે બરાબર ઓળખી લીધો.

સેશન્શ જજ ઘેર આવ્યા. પણ આ બનાવની કોઈને કશી વાત કરી નહિ. કારણ કે આ ખૂનનો કેસ છેવટે તો તેમની કોર્ટમાં જ આવવાનો હતો. પછી પોલીસ ઈન્કવાયરી શરૂ થઈ. છ મહિનામાં સંપૂર્ણ ઇન્કવાયરી પૂરી થઈ. ખૂનનો કેસ દાખલ કર્યો. સેશન્સ જજે જોયું તો ખરેખરો ખૂની તેમણે તે દિવસે પ્રત્યક્ષ જોયો હતો તેને બદલે કોઈ બીજા જ ભળતા માણસને પોલીસે તહોમતદાર તરીકે રજૂ કરેલો.

પછી કેસ ચાલ્યો, જડબેસલાક પુરાવા પડ્યા અને બનાવટી તહોમતદાર ખરેખર ખૂની સાબિત થયો. સેશન્સ જજ ચોક્કસ જાણતા હતા કે આ બનાવટી તહોમતદાર ખરેખર ખૂની નથી પણ પુરાવાના કાયદા મુજબ ન્યાયાધીશે પુરાવાના આધારે જજમેન્ટ આપવું પડે, તેમાં ન્યાયાધીશનો પોતાનો અનુભવ કામ લાગે નહિ. એટલે બનાવટી તહોમતદારને સજ્જડ પુરાવાના આધારે ખૂની ઠરાવીને ફાંસીની સજા ફરમાવવાની સેશન્શ જજને ફરજ પડે તેમ હતું. પરંતુ આ સેશન્સ જજ પ્રખર વેદાન્તી અને ઈશ્વરના કર્મના કાયદાના પાકા અભ્યાસી હતા. તેમને લાગ્યું કે ખરો ખૂની છટકી જાય છે અને નિર્દોષ બનાવટી તહોમતદાર માર્યો જશે. એટલે કોર્ટમાં ખૂનની સજાનો હુકમ ફરમાવતાં પહેલાં સેશન્સ જજે પેલા બનાવટી તહોમતદારને પોતાની ચેમ્બરમાં બોલાવ્યો.

બનાવટી તહોમતદાર રડી પડ્યો અને કહ્યું કે, હું તદ્દન નિર્દોષ છું, મેં ખૂન કર્યું નથી અને હું ખોટો માર્યો જાઉં છું. કારણ કે પોલીસને સાચો ખૂની જડ્યો નહિ, તેથી મને પહેલાંના મારા ખાનગી અહેવાલોના આધારે પોલીસે મને પકડીને મારી વિરુદ્ધ સજ્જડ પુરાવો ઊભો કરી દીધો છે અને કોર્ટની દષ્ટિએ કાયદા મુજબ હું ખૂની પુરવાર થયો છું.

સેશન્સ જજે કહ્યું કે આ હકીકત હું બરાબર જાણું છું. સાચો ખૂની મેં નજરોનજર જોયો છે. તેને હું ઓળખું છું, અને તુ નિર્દોષ છું તે પણ હું બરાબર જાણું છું. પરંતુ મારા જજમેન્ટમાં હું આ વાત કાયદેસર લાવી શકતો નથી. કાયદો

પુરાવાના આધારે ચાલે છે. અને પુરાવો સંપૂર્ણ રીતે તારી વિરુધ્ધ પડેલો હોવાથી હું તને કાયદેસરનો ખૂની ઠરાવીને ફાંસીની સજા કરીશ. ઈશ્વરે બનાવેલ કર્મના કાયદામાં ક્યાંક ગફલત તો નથી થઈને તેની ખાતરી કરવા હું તને ખાનગીમાં એક સવાલ પૂછું તેનો તુ મને બિલકુલ સાચો જવાબ આપજે. હવે મરતી વખતે જરા પણ જૂઠું બોલીશ નહિ. મારો સવાલ એ છે કે ભૂતકાળમાં તેં કોઈ વખત કોઈનું પણ ખૂન કરેલું ખરું ?

બનાવટી તહોમતદારે ગળગળા સાદે ઈશ્વર માથે રાખીને સાચેસાચું કહી દીધું કે મેં ભૂતકાળમાં બે ખૂન કરેલાં અને તેના કેસ ચાલેલા. પરંતુ તે વખતે મેં હોશિયાર વકીલો રોકેલા અને ખૂબ પૈસા પોલીસખાતામાં વેરેલા તેથી હું બંને કેસોમાં તદ્દન નિર્દોષ છૂટી ગયેલો, પરંતુ આ કેસમાં હું ખરેખર નિર્દોષ હોવા છતાં માર્યો જાઉં છું.

સેશન્સ જજને ગેડ બેસી ગઈ કે ઈશ્વરના કર્મના કાયદામાં ક્યાંય ગફલત નથી. પહેલાં બે ખૂન વખતે તહોમતદારનું પુણ્ય તપતું હશે. તેથી તેનાં ક્રિયમાણ કર્મોને ફળ આપવમાં વાર લાગી અને તે કર્મ સંચિતમાં જમા રહ્યું અને હવે જ્યારે તેનું પુણ્ય પરવારી રહ્યું ત્યારે પાછલાં બે ખૂનના ફળસ્વરૂપે તે સંચિત કર્મ પાક્યાં અને આ કેસમાં નિર્દોષ હોવા છતાં અક્કર- ચક્કરમાં ઝડપાઈ ગયો અને સંચિત કર્મો પાકીને પ્રારબ્ધરૂપે તેની સામે ઊભાં રહ્યાં કે એને ફાંસીને માંચડે લટકાવી દીધો.

કર્મના કાયદામાં વકીલ જજની હોશિયારી કે સિફારસ ચાલે નહિ, કદાચ પુણ્ય તપતું હોય અગર ક્રિયમાણ કર્મ પાકતાં વાર લાગે તે દરમિયાન જગતની દૃષ્ટિએ ગુના કરવાં છતાં ફાવી જતો લાગે, પણ સંચિત કર્મો લાગ આવે પાકીને પ્રારબ્ધ થઈને સામાં આવે જ અને ફળ આપીને જ શાંત થાય.

માટે કર્મ કરતાં પહેલાં હજાર વખત વિચાર કરવો જોઈએ. કર્મ થઈ ગયા પછી તેના ફળમાંથી છટકવા ખોટાં ફાંફાં મારવાં નહિ. પરંતુ જયારે તે કર્મ પાકીને પ્રારબ્ધ થઈને સામું આવે ત્યારે તેને સામી છાતીએ સહર્ષ ઝીલી લેવું અને ભોગવી લેવું. નહિ તો હસતે હસતે કરેલાં પાપ રોતે રોતે પણ ભોગવવાં પડશે જ.

રાજા પરીક્ષિત મહાજ્ઞાની, વિદ્વાન અને સંસ્કારી હતો. પંરતુ તેનાથી એક મહાન પાપ થઈ ગયું. ક્રોધના આવેશમાં એક નિરપરાધી ઋષિના ગળામાં એણે મરેલો સાપ પહેરાવી દીધો. રાજા ઘરે આવીને શાંત થતાં જ તેને તેના દુષ્કૃત્યનો ખ્યાલ આવી ગયો અને તે પોકારી ઊઠ્યો :

**અહો મયા નીચમનાર્યવત્ કૃતમ્**

**નિરાગસિ બ્રહ્મણિ ગૂઢતેજસિ**

અરેરે ! મારાથી ભયંકર નીચ કર્મ થઈ ગયું. આ ક્રિયમાણ કર્મના ફળસ્વરૂપે તક્ષક નાગના કરડવાથી મરણ પામવાનું તેનું પ્રારબ્ધ નિર્માણ થયું. પરંતુ આ ફળ ભોગવવામાંથી છટકવા તેણે લાગવગ લગાડવાનો અગર તો પોતાની સત્તાનો ઉપયોગ કરવાનો જરા પણ પ્રયાસ ન કર્યો. તેણે ભગવાનને એવી પ્રાર્થના ન કરી કે હે ભગવાન શ્રીકૃષ્ણ ! મારો દાદો અર્જુન અને તમો બન્ને મામા- ફોઈના દીકરા ભાઈ થતા હતા. વળી તમો બંને સાળો બનેવી થતા હતા, તે હિસાબે તેઓ મારા ઘણા નજીકના સગા થાઓ છો. વળી મારો દાદો અર્જુન તમારો પરમપ્રિય ભક્ત હતો અને તેમનો રથ પણ તમે હાંકેલો અને ખુદ મારી પણ તમોએ ગર્ભવાસમાં રક્ષા કરેલી, માટે આપ સર્વશક્તિમાન હોવાથી આપની લાગવગથી મને મારા ગુનાની શિક્ષા ન મળે તેવું કરો. જીવનમાં આ મારો પહેલો જ ગુનો છે અને ભવિષ્યમાં ફરીથી આવો ગુનો હું કદી નહિ કરું તેનું સોગંદનામું કરું છું. માટે આટલો વખત મને જતો કરો તો હું આપ કહેશો તેટલો અઢળક ખર્ચો કરીને આપ ખુશ થાઓ તેટલો ધર્માદો કરીશ. ભગવાન પાસે લાગવગશાહી કે લાંચરુશ્વતખોરી કર્મના

કાયદાના અમલમાં ના ચાલે. પરીક્ષિત મોટો રાજા હતો અને તેના રાજ્યની સુપ્રીમકોર્ટ પણ તેને સજા ફરમાવી શકે તેમ નહોતી, છતાં પરીક્ષિતે પોતે પોતાની સામે તહોમતનામું પોકાર્યું અને સખત શિક્ષાની માંગણી કરી. (તમો નસીબદાર હો અને બાપદાદાએ ઘરમાં શ્રીમદ્ ભાગવતનું પુસ્તક વસાવ્યું હોય અને છાજલીમાં પડ્યું પડ્યું ધૂળ ખાતું હોય તો તે પુસ્તક છાજલીથી ઉતારીને ધૂળ ખંખેરી નાખી ઉઘાડીને વાંચજો કે પરીક્ષિત ખુદ પોતાની સામે તહોમતનાનું ફરમાવીને શી શિક્ષાની માંગણી કરે છે.) મહર્ષિ વ્યાસ પરીક્ષિતના બોલેલા શબ્દો નીચે પ્રમાણે લખે છે :

**અહો મયા નીચમનાર્યવત્ કૃતમ્ નિરાગસિ બ્રહ્મણિ ગૂઢતેજસિ**

અરેરે ! મેં એક નિરપરાધી બ્રાહ્મણ સાથે ઘણું જ નીચ અધમ કૃત્યું કર્યું, અને મારાં કરેલાં ક્રિયમાણ કર્મોનાં પરિણામે મારા પાપના નાશ માટે તાકીદે મને સખત શિક્ષા થાઓ. જેથી કરીને ભવિષ્યમાં હું અગર મારો દાખલો લઈને બીજો કોઈ રાજા, આવો નીચ ધંધો કરે નહિ.

**ધ્રુવં તતો મે કૃતદેવહેલનાત્, દુરત્યયં વ્યસનં નાતિદીર્ઘાત્ ।**
**તદસ્તુ કામં ત્વઘનિષ્કિતામયે, યથા ન કુર્યામ્ પૂનરેવમદ્ધા ॥**
**અદ્યૈવ રાજ્યં બલમૃદ્ધકોશં, પ્રકોપિતબ્રહ્મકુલાનલો મે ।**
**દહતુ અભદ્રસ્ય પુનર્નમેડભૂત, પાપીયસી ધી : દ્વિજદેવગોભ્ય : ॥**

અને મને શિક્ષા તરીકે બ્રાહ્મણ ઋષિના ક્રોધાગ્નિમાં મારું આખું રાજ્ય, બળ, સમૃદ્ધિ, કોશભંડારો વગેરે તાત્કાલિક બળીને ખાખ થઈ જાઓ કે જેથી કરીને બ્રાહ્મણો, દેવો, ગાયો વગેરે પ્રત્યે આવી બુદ્ધિ મને ના સૂઝે.

પરીક્ષિતે પોતાના ક્રિયમાણ કર્મનું ફળ પ્રારબ્ધ સામી છાતીએ ભોગવી લીધું અને મોક્ષ પામ્યો. તેણે કર્મના ફળમાંથી છટકવા લાગવગશાહીનો ઉપયોગ ના કર્યો, ઉપયોગ કર્યો હોત તોપણ કર્મ ફળ આપ્યા સિવાય છોડત નહિ.

### ૮. ધરમીને ઘેર ધાડ, અધર્મીને ઘેર વિવાહ :

કર્મનો અટલ સિદ્ધાંત છે કે જેવું વાવો તેવું લણો, જેવું કરો તેવું પામો, જેવી કરણી તેવી પાર ઉતરણી- **"જો જસ કરઈ સો તસફલ ચાખા"** પરંતુ આપણાં બધાંનો પ્રત્યક્ષ અનુભવ એવો છે, એ આપણે નજરોનજર એવું જોઈએ છીએ કે જે માણસ ન્યાય, નીતિ અને ધર્મથી ચાલે છે તે આ જગતમાં દુઃખી થતો જ દેખાય છે. અધર્મ, અનીતિ કરે છે, કાળાંબજાર- લાંચરુશ્વત કરે છે તેને ઘેર બંગલા, મોટર વગેરે સુખસમૃદ્ધિ હોય છે. આવું જોઈએ છીએ ત્યારે ઈશ્વર ઉપરથી આપણી શ્રધ્ધા ડગી જાય છે. અને કર્મના કાયદામાં કાંઈક ગરબડ હોય તેવું લાગે છે, અને તેથી સુખ મેળવવાની આશામાં, આપણે પણ અનીતિ- અધર્મથી પૈસા પ્રાપ્ત કરવા પ્રેરાઈએ છીએ. આ એક ભયંકર ગેરસમજ છે. પુણ્યનું ફળ હંમેશા સુખ જ હોય અને પાપનું ફળ હંમેશા દુઃખ જ હોય છે. તેમ છતાં જે માણસ પાપ કરતો હોવા છતાં સુખ ભોગવતો દેખાય તો તે સુખ સંચિતમાં જમા પડ્યાં હતાં તે પાકીને પ્રારબ્ધરૂપે તેને સુખ આપતાં હોય છે અને હાલનાં પાપકર્મોને ત્યાં સુધી ફલિત થવામાં વિલંબ કરવો પડે છે. પરંતુ જ્યારે તેનાં પૂર્વેનાં પુણ્યકર્મોનું બનેલું પ્રારબ્ધ વપરાઈ જશે કે તુરત જ તેનાં પાપકર્મોનું પાકેલું ફળ (દુઃખ) પ્રારબ્ધરૂપે સામું આવીને તેનુ દુઃખ ભોગવાવશે. જ્યાં સુધી પૂર્વે કરેલું પુણ્ય તપે છે, ત્યાં સુધી કેટલીક વખત હાલમાં કરાતાં પાપકર્મો હુમલો કરતાં નથી.

**કબીરા તેરા પુન્યકા, જબ તક હૈ ભંડાર,**
**તબ તક અવગુણ માફ હૈ, કરો ગુનાહ હજાર.**
**પરંતુ, પુણ્ય પૂર્વેનું ખાતાં હમણાં સૂજે છે તોફાન,**
**પણ એ ખર્ચી ખૂટે કે આગળ વસમું છે મેદાન.**

## જીવડા માન માન રે માન, હજીએ કેમ ના આવે સાન.

જ્યારે હાલમાં ન્યાયનીતિ ચાલનારો માણસ કદાચ દુઃખી થતો દેખાતો હશે. પરંતુ તેનું હાલનું દુઃખ તેણે પૂર્વે કરેલાં પાપકર્મો સંચિત કર્મોમાં જમા થયેલાં તે પાકીને પ્રારબ્ધરૂપે સામે આવીને ઊભેલાં છે તેથી તે દુઃખી છે હાલમાં ન્યાયનીતિથી કરેલાં કર્મો કાળે કરીને પાકશે ત્યારે તે સુખના સ્વરૂપમાં પ્રારબ્ધરૂપે આવીને એને જરૂર મળશે જ. એટલે તેણે કર્મના કાયદામાંથી શ્રદ્ધા ડગાવીને ન્યાયનીતિ છોડીને અધર્મનું આચરણ ન જ કરવું.

ગામડામાં અનાજ ભરવાની મોટી મોટી કોઠીઓ હોય છે. તેમાં ઉપરથી અનાજ નાખવામાં આવે છે અને કોઠીની નીચે એક બાકોરું હોય છે તેમાંથી જોઈતું અનાજ કાઢવામા આવે છે. તમારી કોઠીમાં ઘઉં ભરેલા છે અને મારી કોઠીમાં કોદરા ભરેલા છે. હવે હાલમાં તમો તમારી કોઠીમાં ઉપરથી કોદરા નાંખતા હો તો પણ કોઢીના નીચેના બાકોરામાંથી ઘઉં જ નીકળે અને હું હાલમાં મારી કોઠીમાં ઉપરથી ઘઉં નાખતો હોઉં તોપણ જ્યાં સુધી મારી કોઠીના કોદરા પૂરેપૂરા ખલાસ ના થાય ત્યાં સુધી તે કોઠીના નીચેના બાકોરામાંથી કોદરા જ નીકળે. પંરતુ મારે અકળાવાની જરૂર નથી. જ્યારે તમારી કોઠીમાં ઘઉં પૂરા થઈ જશે એટલે પછી તમારે કોદરા ખાવાનો વખત આવવાનો જ છે, તે ચોક્કસ છે. અને મારી કોઠીના પહેલા સંચિત થયેલ કોદરા ખલાસ થઈ જશે. એટલે મેં હાલમાં નાંખેલા ઘઉં આવવાની શરૂઆત થશે જ. પછીથી તમે જ્યારે કોદરા ખાતા હશો ત્યારે હું ઘઉં ખાતો હોઈશ. પરંતુ તે માટે મારે થોડી ધીરજ અને ઈશ્વર ઉપર શ્રદ્ધા અને કર્મના કાયદામાં વિશ્વાસ રાખવો જોઈએ.

બેન્કનો મેનેજર મારો નિકટનો સગો થાય છે અને તેની સાથે મારે ઘણો જ મીઠો સંબંધ છે છતાં હું માત્ર પાંચ જ રૂપિયાનો ચેક બેન્કમાં મોકલું તો તે સ્વીકારતો નથી. જ્યારે તમારે તે બેન્કના મેનેજર સાથે સખત દુશ્મનાવટ હોવા છતાં પણ તમારો હજારો રૂપિયાનો ચેક પણ તે સ્વીકારે છે, કારણ કે મારી પાસે બેન્કના એકાઉન્ટમાં સંચિત બેલેન્સ જ નથી જ્યારે તમારી મોટી રકમ સંચિત બેલેન્સમાં જમા પડેલી છે. તેથી મારે બેન્કના મેનેજર પર ખોટું ન લગાડાય. પરંતુ મારે કેડ બાંધીને મારા પુણ્યકર્મો સંચિતમાં જમા કરાવવા સતત પ્રયત્ન કરવો જોઈએ.

### ૯. કર્મ ફળ આપીને જ શાંત થાય :

ધારો કે એક માણસે પાપકર્મ કર્યું. એના ફળસ્વરૂપે તેનું એક દિવસ ભૂખ્યા ટિચાવાનું પ્રારબ્ધ નિર્માણ થયું. આ પ્રારબ્ધ તેને કોઈ પણ સંજોગોમાં છોડે નહિ. પ્રારબ્ધ ભોગવ્યા સિવાય ક્રિયમાણ કર્મ શાંત થાય જ નહિ.

હવે જો તે સત્ત્વગુણી હોય તો તે એકાદશીનું વ્રત કરે, આખો દિવસ નારાયણનું સ્મરણ કરે, અને ઉપવાસ કરે અને તે પ્રમાણે તે પ્રારબ્ધ ભોગવી લે. જો તે માણસ રજોગુણી હોય તો એક દિવસ તેની બૈરી છોકરાં બધાં માંદા પડે, તેમને દવાખાને લઈ જાય. બાર વાગ્યા સુધી દાવાખાનામાં ભરાઈ પડે. પછી ભૂખ્યો તરસ્યો મોડો મોડો ઓફિસમાં નોકરીએ દોડી જાય, રાત્રે મોડો ઘેર આવે તો બૈરી છોકરાં વધારે બીમાર દેખે. તેમની સેવા કરતાં કરતાં ભૂખ્યો રાત્રે સૂઈ જાય એ તે એક દિવસ ભૂખ્યે ટિચાવાનું પ્રારબ્ધ ભોગવી લે.

જો તે માણસ તમોગુણી જીવ હોય તો તે બપોરે જમવા બેસતાં જ રસોઈ ખરાબ થઈ છે તેમ કહીને થાળી પછાડીને બૈરી સાથે ઝઘડો કરે, મારઝૂડ કરીને ભૂખ્યો- તરસ્યો ઓફિસે નોકરીએ જાય, ત્યાં પણ બધાં સાથે ઝઘડે. રાત્રે ફરી પાછો ઘેર આવી બૈરી- છોકરાંને મારઝૂડ કરીને ભૂખ્યા સૂઈ રહેવાનું કરે અને તે એક દિવસ ભૂખ્યા ટિચાવાનું પ્રારબ્ધ ભોગવી લે.

**સત્ત્વગુણી જીવ** વ્રત ઉપવાસ કરીને એક દિવસ ભૂખ્યા રહેવાનું પ્રારબ્ધ ભોગવી લે અને સાથે સાથે પુણ્ય પ્રાપ્ત કરી લે, જેનાથી તેનું નવું ક્રિયમાણ બંધાય.

**<u>રજોગુણી જીવ</u>** બૈરી-છોકરાંની સેવા-ચિંતામાં એક દિવસ ભૂખ્યો રહી પ્રારબ્ધ ભોગવી લે, તે ન તો નવું પુણ્ય પેદા કરે, ન તો નવું પાપ પ્રાપ્ત કરે.

**<u>તમોગુણી જીવ</u>** કલેશ, કંકાસ, કકળાટ દ્વારા એક દિવસ ભૂખ્યો ટિચાય અને તે રીતે પ્રારબ્ધ ભોગવી લેતાં થોડું નવું પાપ પણ પેદા કરે જેથી કરીને તેનુ એક નવું ક્રિયમાણ કર્મ બને, તે ફરીથી પાકીને પ્રારબ્ધ બનીને સામે આવે.

ક્રિયમાણ કર્મ પાકીને ફળસ્વરૂપે પ્રારબ્ધ થઈને સામું આવે તે ભોગવવું જ પડે. પરંતુ સત્ત્વગુણી જીવ, રજોગુણી જીવ અને તમોગુણી જીવ, ત્રણેયની પ્રારબ્ધ ભોગવવાની રીત ઉપર જણાવ્યા પ્રમાણે અલગ અલગ હોય છે.

ધારો કે મેં એક પવિત્ર ક્રિયમાણ કર્મ કર્યું. તેના ફળ સ્વરૂપે પાકીને પાંચસો રૂપિયા મળવાનું મારું પ્રારબ્ધ નિર્માણ થયું. આ પ્રારબ્ધ હું જ્યાં સુધી ભોગવું નહિં ત્યાં સુધી આ પાંચસો રૂપિયા મારી પાછળ પાછળ ભમ્યા જ કરે. મને પાંચસો રૂપિયા મળે ત્યારે જે તે પ્રારબ્ધ ફળ ભોગવીને શાંત થાય.

એક દિવસ રાત્રે બાર વાગ્યે એક માણસ મારે ઘેર આવીને મારા રૂમની સાંકળ ખખડાવીને મને ઉઠાડે અને મને કહે કે આ પાંચસો રૂપિયા (લાંચના) લો અને મારા બાપની જમીનમાંથી મારા ભાઈનો હક્ક ડુબાડીને એ બધી જમીન મારા ખાતે દાખલ કરી દો. જો હું તમોગુણી જીવ હોઉં તો આ પાંચસો રૂપિયા લઈ તેની ગેરકાયદેસરની માગણી પ્રમાણે તેને લાભ કરી આપું. એ પ્રમાણે મારું પ્રારબ્ધ પાંચસો બનીને ફળ આપીને શાંત થઈ ગયું. પરંતુ સાથે સાથે મેં એક નવું પાપકર્મ પેદા કર્યું, જે કર્મ પાકીને પ્રારબ્ધરૂપે એક દિવસ મારા સામે અવશ્ય આવશે જ અને મારે તે ભોગવવું જ પડશે.

હવે જો હું તમોગુણી જીવ ન હોઉં તો હું પાંચસો રૂપિયા લાંચના લેવાની સ્પષ્ટ ના પાડું. તોપણ આ પાંચસો રૂપિયા કોઈ પણ પ્રકારે અને અપાવ્યા સિવાય મારું ક્રિયમાણ કર્મ પ્રારબ્ધરૂપે મને ફળ આપ્યા સિવાય શાંત થાય જ નહિં. આ પાંચસો રૂપિયા મારી પાછળ પાછળ ભમ્યા જ કરે. એક દિવસ ગરજવાળો માણસ મારી પાસે આવે અને મારું મકાન મેં ૩૦૦૦ રૂપિયામાં વેચવાનું નકકી કર્યું છે તેના રૂપિયા ૩૫૦૦ મને આપીને સોદો કરે છે. આ રીતે હું રજોગુણી જીવ હોઉં તો મને પાંચસો રૂપિયા અપાવીને મારું ક્રિયમાણ કર્મ પ્રારબ્ધરૂપે મને ફળ ભોગવાવીને શાંત થાય.

પરંતુ જો હું રજોગુણી જીવ ના હોઉં તો હું વચનથી બંધાયા પ્રમાણે ૩૦૦૦ રૂપિયાથી વધુ રકમ લેવાનો ઈન્કાર કરું એ તે પ્રમાણે પાંચસો રૂપિયા વધારાના લેવાની ના પાડું. તે વખતે મારું પ્રારબ્ધ પાછું ઠેલાય તોપણ આ પાંચસો રૂપિયા મને પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મારું ક્રિયમાણ કર્મ મારો છાલ છોડે નહિ.

હું એસ.ટી. બસનો કંડક્ટર છું. એક પેસેન્જર તેની એક લાખ રૂપિયાની થેલી મારી બસમાં ભૂલી ગયો. તે થેલી લઈને હું તેને ઘેર આપવા ગયો. તેના બદલામાં ઘણા પ્રેમ અને આગ્રહપૂર્વક તેણે મને પાંચસો રૂપિયા ઈનામ તરીકે આપ્યા અને સત્ત્વગુણી જીવ હોવાથી આપેલા પૈસાનો મેં સ્વીકાર કર્યો, અને તે રીતે મારું પાંચસો રૂપિયા મેળવવાનું પ્રારબ્ધ ભોગવી લીધું, સાથે સાથે મેં થોડું પુણ્ય પણ પેદા કરી લીધું. આ પ્રમાણે ગમે તે રીતે પાંચસો રૂપિયા અપાવ્યા પછી જ મારું પહેલાનું ક્રિયમાણ કર્મ પ્રારબ્ધરૂપે ફળ આપીને શાંત થયું. જો હું તમોગુણી જીવ હોઉં તો લાંચ લઈને મારું પ્રારબ્ધ ભોગવું. જો હું રજોગુણી જીવ હોઉં તો સોદાબાજી કરીને પ્રારબ્ધ ભોગવું અને જો હું સત્ત્વગુણી હોઉં તો કોઈની આંતરડી ઠારીને પ્રારબ્ધ ભોગવું. ઉપર પ્રમાણે સત્વગુણી, રજોગુણી, તમોગુણી, જીવની પ્રારબ્ધ ભોગવવાની રીત જુદી જુદી હોય છે, પરંતુ તે ત્રણેય પ્રકારના જીવોને પ્રારબ્ધ તો ભોગવવું જ પડે, અને તો જ કર્મ શાંત થાય

**૧૦. ક્રિયમાણ કર્મ કરવાની પદ્ધતિ :**

સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી ત્રણે પ્રકારના જીવોની ક્રિયમાણ કર્મ કરવાની પદ્ધતિ પણ અલગ અલગ હોય છે. કર્મનું ફળ તો ત્રણેય પ્રકારના જીવોને ચોક્કસ મળવાનું પરંતુ -

- **સત્ત્વગુણી જીવ કહે છે- હું કર્મ કરીશ, ફળ મળે યા ન મળે,**
- **રજોગુણી જીવ કહે છે- હું કરમ કરીશ પરંતુ ફળ નહિ છોડું,**
- **તમોગુણી જીવ કહે છે- ફળ નહિ મળે ત્યાં સુધી કર્મ નહિ કરું.**

એક માણસનો દીકરો ઓચિંતો રાત્રે બાર વાગ્યે બીમાર પડી ગયો. તે માણસ મધરાત્રે ડોક્ટરને વિઝિટે બોલાવવા ગયો. ડોક્ટર સત્ત્વગુણી હતો. તેણે ભરઊંઘમાંથી ઊઠીને જાણ્યું કે તે માણસનો છોકરો સખત બીમાર છે. તુરત જ દવા, ઈન્જેક્શનોની બેગ લઈને વિઝિટે જવા તૈયાર થઈ ગયો. પેલા માણસે ડોક્ટરને વિઝિટ ફી સંબંધી પૂછયું. પરંતુ સત્ત્વગુણી ડૉક્ટરે કહ્યું કે વિઝિટ ફીની વાત પછી. પહેલાં તમારા દીકરાનું દર્દ મને મટાડવા દો. વિઝિટ ફી તો તેને મળવાની જ છે પરંતુ

**સત્ત્વગુણી** જીવ કહે છે- હું દર્દ મટાડીશ, વિઝિટ ફી મળે યા ના મળે.
આ ડૉક્ટર **રજોગુણી** હોય તો એમ કહે કે હું દર્દ મટાડીશ પરંતુ મારી વિઝિટ ફી દશ રૂપિયા આપવી પડશે.
આ ડોક્ટર **તમોગુણી** હોય તો એમ કહે કે પહેલાં દશ રૂપિયા વિઝિટ ફીના ધરી દો, પછી હું વિઝિટે આવું.

ત્રણેયને વિઝિટ ફી તો મળશે જ. પરંતુ ત્રણેયની ક્રિયમાણ કર્મ કરવાની પદ્ધતિમાં ફરક પડે. એટલે પેલો માણસ રાજી થઈ સત્વગુણી ડોક્ટરને દશ રૂપિયા આપે. રજોગુણી ડૉક્ટર સાથે સોદાબાજી કરીને દશ રૂપિયા આપે અને તમોગુણી ડૉક્ટરને જીવ કચવાવીને દશ રૂપિયા આપે.

સત્ત્વગુણી, રજોગુણી અને તમોગુણી માલ ખરીદવા જાઓ, તેમાં પણ આવું જ બને. તમે ઘી ખરીદવા જાઓ તો ઘીનો (સત્ત્વગુણી પદાર્થનો) વેપારી કહે કે ભાઈ, ઘી બરાબર ચાખી જુઓ, સૂંઘી જુઓ, પસંદ પડે તો લો અને ઘી લઈને ઘેર ગયા પછી થોડું વાપર્યા પછી પણ પસંદ ના પડે તો વધેલું ઘી પાછું આપી જજો અને પૈસા લઈ જજો.

રજોગુણી ચીજ ખરીદવા જાવ- રેડિયો, ક્રોકરી, ટ્યૂબલાઈટ, ઈલેક્ટ્રિકનો સામાન વગેરે રજોગુણી ભૌતિક સુખનાં સાધનો ખરીદો તો વેપારી તેના બિલમાં છાપીને જ આપે કે માલ એક વખત લઈને દુકાનનાં પગથિયાં ઊતરીને ઘેર ગયા પછી માલમાં કાંઈ ભાંગફોડ અગર ખરાબ નીકળશે તો માલ પાછો લેવામાં આવશે નહિ અને પૈસા પણ પાછા મળશે નહિ.

તમોગુણી ચીજ લેવા જાઓ તો તેના વેપારી પહેલાં પૈસા લીધા સિવાય માલ બતાવે જ નહિ. સિનેમાવાળો એમ કહે કે ટિકિટબારીએથી રોકડા પૈસા આપીને ટિકિટો લો. પછી સીનેમામાં બેઠા પછી તમોને પસંદ પડે તો જુઓ નહિ તો ચાલતી પકડો. પૈસા તો પહેલાં જ પડાવી લે. વૈદ્ય, વેશ્યા અને વકીલ પેહલા પૈસા હાથમાં ના આવે ત્યાં સુધી તમારી સાથે વાત જ ના કરે. પહેલાં પૈસા ધરી દો પછી જ તમારા સામું જુએ.

### ૧૧. પ્રારબ્ધમાં હોય તેટલું જ મળે :

જે ક્રિયમાણ કર્મ જેટલાં કરો અને જેવી રીતે કરો તેટલું જ અને તેવી રીતનું પ્રારબ્ધ નિર્માણ થાય અને તેટલું જ પ્રારબ્ધ ફળ મળે, તેથી જરા પણ ઓછું કે વધુ મળે નહિ. જન્મ લેતી વખતે જેટલું સંચિત કર્મ પાકીને ફળ આપવા પ્રારબ્ધ બન્યું

હોય તેટલું જ પ્રારબ્ધ કર્મ ભોગવવાને અનુરૂપ દેહ મળે અને માતા-પિતા, સ્ત્રી- પુત્રાદિક પણ તેટલું જ પ્રારબ્ધ ભોગવવાને અનુરૂપ પ્રાપ્ત થાય. તમારા પ્રારબ્ધ પ્રમાણેનો જ માતા-પિતાની કૂખે તમારો જન્મ થાય અને તમારા પ્રારબ્ધને અનુરૂપ જ સગવડો તમને તે માતા-પિતા ઘરમાં પ્રાપ્ત થાય. કયાં માતા-પિતાને ત્યાં જન્મ લેવો છે તેની પસંદગી આપણે પોતે કરવાની હોતી નથી. આપણે તો બિરલા શેઠને ત્યાં જ જન્મ લેવાનું પસંદ કરીએ કે જ્યાં જન્મ લેતાંની સાથે જ પચ્ચીસ બંગલા અને પાંચ-પચ્ચીસ મોટરોના માલિક થઈ જઈએ. પરંતુ એવાં માતા-પિતા કે સ્ત્રી-પુત્રાદિકની પસંદગી આપણે કરવાની હોતી નથી. આ બધાં ઋણાનુબંધો તે મારા પ્રારબ્ધવશાત્ જ આ જીવનકાળ દરમિયાન તમને આવી મળે.

**"રણ રે સંબંધે આવી મળે, સુત વિત્ત દારા ને દેહ."**

અને તમારા ઋણાનુબંધ પૂરા થાય કે તુરત જ છૂટા થઈ જાય. તમારું કરેલું ક્રિયમાણ કર્મ પાકીને તમારા પ્રારબ્ધરૂપે સામું આવે અને તે પૂરેપૂરું જીવનકાળ દરમિયાન ભોગવી લો, પછી જ દેહ છૂટે,

**યસ્માત્ ચ યેન ચ યથા ચ યદા ચ યત્ ચ ।**
**યાવત્ ચ યત્ર ચ શુભાશુભમાત્મકર્મ ॥**
**તસ્માત્ ચ તેન ચ તથા ચ તદા ચ તચ્ચ ।**
**તાવત્ ચ તત્ર ચ વિધાતૃવશાત્ ઉપૈતિ ॥**

જેમાંથી, જેનાથી, જેવી રીતે, જ્યારે જેટલા વખત માટે જ્યાં શુભ, અશુભ ક્રિયમાણ કર્મ કરેલાં હોય, તેમાંથી જ અને તેનાથી જ, અને તેવી જ રીતે અને ત્યારે જ તેટલા વખત માટે જ અને ત્યાં જ પ્રારબ્ધ બનીને તમને આવી મળે.

મુખ્ય પ્રધાન તેમના પટાવાળા ઉપર અત્યંત ખુશ થઈ જાય, તોપણ તેની કલેક્ટરની ખુરશીમાં નિમણૂક ન જ કરી શકે

**તુષ્ટોઽપિ રાજા યદિ સેવકભ્યો ભાગ્યાત્ પરમ્ નૈવ દદાતિ કિંચિત્ ।**
**અહર્નિશં વર્ષતિ વારિવાહ : તથાપિ પત્રિત્રય: પલાશ : ॥**

રાજા તેના નોકર ઉપર ગમે તેટલો સંતુષ્ટ થઈ જાય તોપણ તેને ભાગ્યથી જાર પણ વધારે કાંઈ જ આપી શકે નહિ અને પરાણે કરીને આપવા જાય તો તે પેલાના હાથમાં છટકી જાય. ચોવીસે કલાક અને ત્રણસોને પાંસઠેય દિવસ વરસાદ વરસે તોપણ પલાશના છોડને માત્ર ત્રણ જ પાંદડાં ફૂટે, ચોથું ના ફૂટે !

વસંતઋતુ આવે ત્યારે જગતમાં તમામ વૃક્ષોને નવાં પાન આવે પરંતુ કેરડાના ઝાડને નવાં પાન ના આવે, તેમાં વસંતઋતુનો દોષ નથી. સૂર્યનારાયણ ઊગે ત્યારે આખી દુનિયામાં બધાને દેખાય, પરંતુ ઘુવડને ના દેખાય, તેમાં સૂર્યનારાયણનો દોષ નથી. ચોમાસામાં વરસાદ ગરીબ અને તવંગર તમામના ઘર ઉપર સરખી રીતે જ વરસે છે. પરંતુ ચાક પક્ષી મોઢું ફાડીને બેસી રહે તોપણ તેના મોંમાં ટીપું પણ પાણી ના પડે તેમાં વરસાદનો દોષ નથી.

**પત્રં નૈવ યદા કરીરવિટપે દોષો વસંતસ્ય કિમ્ ।**
**નોલૂકોપ્યવલોકતે યદિ દીવા સૂર્યસ્ય કિં દૂષણમ્ ॥**
**ધારા નૈવ પતન્તિ ચાતકમુખે મેઘસ્ય કિં દૂષણમ્ ।**
**યત્ પૂર્વ વિધિના લલાટ લિખિતમ્ તત્ માર્જિતું કઃ ક્ષમા : ॥**

પ્રારબ્ધમાં જે નિર્માણ થયું હોય તેને કોઈ ભૂંસી શકે નહિ. માણસના જન્મ પછી છઠ્ઠીના દિવસે વિધાતા તેના છઠ્ઠીના લેખ લખવા આવે છે તેવી આપણામાં માન્યતા છે. આ વાત કદાચ સાચી હોય તોપણ માણસે જે ક્રિયમાણ કર્મ કર્યા હોય તેને તે પાકીને જેવું અને જેટલું પ્રારબ્ધ તેનું નિર્માણ થતું હોય તેનાથી જરા પણ ઓછું અગર વધતું વિધાતા તેના લેખમાં લખી શકે જ નહિ. તમારા પ્રારબ્ધમાં જેટલા પૈસા પેદા કરવાના નિર્માણ થયા હોય તેનાથી એક પણ પાઈ તમને વધારે કે ઓછી ના મળે. આડાઅવળા ગોટાળા કરીને વધારે પૈસા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો તો ઉપરથી નવા ખોટા ઊભા કરેલ ક્રિયમાણ કર્મમાં ફસાઈ પડો. એક સંસ્કૃત કવિ વ્યંગ ભાષામાં લખે છે કે

**મા ધાવ મા ધાવ વિનૈવ ધાવનમ્ સાધનમસ્તિ લક્ષ્મ્યાઃ ॥**
**ચેત્ ધાવનં કારણમસ્તિ લક્ષ્મ્યા : શ્વા ધાવમાનોડપિ લભેત લક્ષ્મીમ્ ॥**

પૈસા માટે ખોટી નાસંનાસ ન કરો. કારણ કે ખોટી નાસંનાસ કરવાથી પૈસા આવતા નથી. જો ખોટી નાસંનાસ કરવાથી પૈસા આવતા હોય તો કૂતરું આખો દિવસ ગામમાં એક ફળિયામાંથી બીજા ફળિયામાં નાસંનાસ કરે છે, અને જરા પણ જંપીને બેસતું નથી. છતાં હજુ સુધી એકેય કૂતરું પૈસાદાર થયું નથી. કહેવાનો ભાવાર્થ એ કે તમારા પોતાના જ કરેલા ક્રિયમાણ કર્મ પ્રમાણે જ તમારું પ્રારબ્ધ જન્મતાંની સાથે જ નિર્માણ થઈ ચૂક્યું છે અને માટે જ તેથી વિશેષ તમે કોટી ઉપાય કરો તો પણ તમને મળવાનું નથી જ.

## ૧૨. તો પછી માણસે પુરુષાર્થ ન કરવો ?

કર્મના કાયદામાં પુરુષાર્થનો અર્થ બરાબર સમજ્યા વગર કેટલાક ચુસ્ત પ્રારબ્ધવાદીઓ એમ જ માને છે કે માણસે કાંઈ પણ પુરુષાર્થ કરવાની જરૂર નથી. પ્રારબ્ધમાં જે હશે તે મળશે. પરીક્ષામાં પાસ થવાનું પ્રારબ્ધ હશે તો પાસ થઈશું. નહિ તો ગમે તેટલી મહેનત કરીશું તોપણ નાપાસ થવાનું પ્રારબ્ધમાં હશે તો નાપાસ જ થવાશે, માટે વાંચવાની તકલીફ નાહક લેવી નહિ, એવી ગેરસમજ સાથે કેટલાક પ્રારબ્ધવાદી વિદ્યાર્થીઓ ભગવાન ઉપર છોડી દે છે. એક વિદ્યાર્થી પાકો પ્રારબ્ધવાદી સંસ્કૃતનો અભ્યાસ કરે પણ સંસ્કૃત બોલતાં આવડે નહિ એટલે ભાંગીતૂટી સંસ્કૃત ભાષામાં કહેવા લાગ્યો કે -

**ભણતવ્યં સો બી મરતવ્યં અને નહિ ભણતવ્યં સો બી મરતવ્યં ।**
**તો પછી કાયકુ માથાકૂટ કરતવ્યમ્ ॥**

આવા ગાંડા પ્રારબ્ધવાદીઓ પુરુષાર્થનો અર્થ સમજ્યા જ નથી. પ્રારબ્ધમાં હોય તો જ મળે તે વાત બિલકુલ સાચી છે. પરંતુ પ્રારબ્ધ ક્યાં લડાવવું અને પુરુષાર્થ ક્યાં કરવો તેનો વિવેક માણસે બરાબર સમજી લેવો જોઈએ. નોકરી મળવી એ પ્રારબ્ધ છે,પણ નોકરી નેકીથી ટકાવી રાખવી તેમાં પુરુષાર્થ છે. બંગલો મળવો તે પ્રારબ્ધ છે, પણ સાચવી જાણવો તે પુરુષાર્થ છે. પૈસા મળવા તે પ્રારબ્ધ છે, પણ તેનો કેવી રીતે સદ્ઉપયોગ કરવો તે પુરુષાર્થ છે. દીકરા મળવા તે પ્રારબ્ધ છે પરંતુ દીકરાઓને સારી કેળવણી આપવી એ પુરુષાર્થ છે. પ્રારબ્ધમાં હોય તેવી જ નોકરી મળે, તેટલા પૈસા મળે અને તેવાં જ સ્ત્રી- પુત્રાદિક મળે, પરંતુ જે કાંઈ મળે તેનો સાધન તરીકે વિવેકબુદ્ધિથી ઉપયોગ કરવો તેમાં ખરો પુરુષાર્થ સમાયેલો છે. પાસ થવું એ પ્રારબ્ધ છે, પણ પોતાના આત્માને સંતોષ થાય તેવો પુરુષાર્થ તો માણસે કરવો જ પડે. પૈસા ઓછા વત્તા મળે તે પ્રારબ્ધ છે. પરંતુ તે નેકીથી કમાવા તે પુરુષાર્થ છે. વધુ પૈસા મળે તો જ સુખી થવાય તેવું નથી. અધર્મથી પ્રાપ્ત કરેલ અર્થ અનર્થ બની જાય છે. પાપથી પેદા કરેલા પૈસાથી ધનાઢ્ય થયેલા શેઠિયાઓ ઘણા જ દુઃખી છે. છોકરાં ઉધખોદિયાં પાકે છે અને સ્ત્રી નફ્ફટ મળે છે.

પૈસા હોય તો પૈસા હોવાની પરિસ્થિતિનો લાભ લઈને માણસે મોક્ષમાર્ગ ઉપર જવું. પૈસા ન હોય તો પૈસા ન હોવાની પરિસ્થિતિનો લાભ લઈને મોક્ષમાર્ગ ઉપર જવું. પત્ની હોય તો પત્ની હોવાની પરિસ્થિતિનો લાભ લઈને મોક્ષમાર્ગ

ઉપર જવું અને વિધુર થઈએ તો વિધુર હોવાની પરિસ્થિતિનો લાભ લઈને મોક્ષમાર્ગ ઉપર જવું, પ્રારબ્ધવશાત્ જે દેહ, સ્ત્રી, પુત્ર, ધન આદિ જે કાંઈ પ્રાપ્ત થાય અગર ના થાય, તે પરિસ્થિતિનો લાભ લઈને મોક્ષમાર્ગ ઉપર જવાનો પુરુષાર્થ કરવાનો છે.

**અકૃત્વા પરસંતાપમ્, અગત્વા ખલનમ્રતામ્ ।**
**અકલેશયિત્વા ચ આત્માનમ્, યત્ સ્વલ્પમપિ તદ્બહુ ।**

કોઈની પણ આંતરડી કકળાવ્યા વગર, નીચ માણસોની દાઢીમાં હાથ ઘાલ્યા વગર અને પોતાના આત્માને કલેશ કરાવ્યા સિવાય, જે કંઈ થોડુંઘણું પ્રારબ્ધવશાત્ મળે તે બહુ થઈ ગયું, એવા સંતોષ સાથે સતત પુરુષાર્થ કરતા જ રહેવું પડે.

### ૧૩. પ્રારબ્ધ ક્યાં લડાવવું, પુરુષાર્થ ક્યાં કરવો ?

માણસને જીવનકાળ દરમિયાન અનેક વસ્તુ પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય છે. ધન, સ્ત્રી, પુત્ર, બંગલો, મોટર, કીર્તિ, દાન, ધ્યાન, મોક્ષ, ધર્મ વગેરે ઘણી વસ્તુઓ મેળવવાની તેની ઘણી ઈચ્છાઓ અને કામનાઓ હોય છે. શાસ્ત્રોએ આ તમામ ઈચ્છાઓના મુખ્ય ચાર વિભાગ પાડેલા છે :

**(૧) ધર્મ (૨) અર્થ (૩) કામ અને (૪) મોક્ષ**

ઉપર્યુક્ત ચારેય પદાર્થ માણસે પ્રાપ્ત કરવા જોઈએ. ધર્મથી અર્થ પ્રાપ્ત કરવો. અધર્મથી પ્રાપ્ત કરેલો અર્થ અનર્થ બની જાય છે. ધર્મ અને અર્થથી પ્રાપ્ત થયેલ કામનાથી તૃપ્ત થઈને જીવનું આખરી ધ્યેય મોક્ષ પ્રાપ્ત કરવાનું હોવું જોઈએ. આ ચાર પદાર્થ પૈકી (૧) અને (૪) ધર્મ અને મોક્ષ માટે સતત પુરુષાર્થ કરવો જોઈએ. તેને કદાપિ પ્રારબ્ધ ઉપર છોડાય જ નહિ. જ્યારે (૨) અને (૩) અર્થ અને કામ પ્રાપ્ત કરવાનું માણસે પ્રારબ્ધ ઉપર છોડી દેવું જોઈએ. તેને માટે પુરુષાર્થ કરવાની જરૂર નથી. પરંતુ આપણે તેથી ઊંધી જ દિશામાં ફરીએ છીએ. અર્થ અને કામ પ્રારબ્ધ ઉપર છોડી દેવાને બદલે માણસ તેને માટે સતત રાત- દિવસ પુરુષાર્થ કરે છે. અને આખરે પ્રારબ્ધ આગળ ઢીલો પડી જાય છે. જ્યારે ધર્મ અને મોક્ષ જેને માટે માણસે હંમેશાં સતત જાગ્રત રહીને પુરૂષાર્થ કરવો જોઈએ, તેને તદ્દન પ્રારબ્ધ ઉપર છોડી દે છે, અને તેથી કરીને તે બંને બાજુએ ગોથાં ખાય છે. મહાભારતમાં મહર્ષિ વ્યાસે કહ્યું છે કે -

**ઊર્ધ્વબાહુ : પ્રવક્ષ્યામિ ન ચ કશ્ચિત્ શ્રૃણોતિ મે**

"બે હાથ ઊંચા કરીને હું આખા જગતને ચેતવી રહ્યો છું. પરંતુ કોઈ મારું સાંભળતું નથી. અર્થ અને કામનો હું શત્રું નથી. અર્થ અને કામની ઉપાસના ભલે કરો. પણ તે ધર્મની આણમાં રહીને અને મોક્ષની પ્રાપ્તિ માટે" આટલું એક સનાતન સત્ય માનવીને કહેવા માટે ઇતિહાસનો દૃષ્ટાંત તરીકે ઉપયોગ કરીને મહર્ષિ વ્યાસે આખું મહાભારત રચ્યું છે. નસીબદાર હો તો વાંચી જજો.

### ૧૪. પ્રારબ્ધ અને પુરુષાર્થ એકબીજાનાં વિરોધી નથી, પણ પૂરક છે :

આજે જે ક્રિયમાણ કર્મ (પુરુષાર્થ) કરીએ છીએ તે સંચિતમાં જમા થશે અને તે જ કાળે કરીને પાકીને પ્રારબ્ધ બને છે. અને તે પ્રારબ્ધ ભોગવવાને અનુરૂપ શરીર પ્રાપ્ત થાય છે. એટલે ખરી રીતે તો પુરુષાર્થ જ કાળે કરીને પ્રારબ્ધ બને છે. અને તેથી પ્રારબ્ધ અને પુરુષાર્થ વિરોધી હોઈ શકે જ નહિ. બલકે પ્રારબ્ધ અને પુરુષાર્થ બન્ને એક જ છે. તે બંનેનાં કાર્યક્ષેત્રો જુદાં જુદાં હોવાથી તે એકબીજાંની અથડામણમાં પણ આવતાં નથી પ્રારબ્ધ ચાલુ શરીરને ભોગ પ્રદાન કરે છે,

જ્યારે પુરુષાર્થ ભવિષ્યની સૃષ્ટિને તૈયાર કરે છે જેથી કરીને કાળાન્તરે તે જ પુરુષાર્થ પ્રારબ્ધ બનીને ભવિષ્યમાં શરીરને પ્રદાન કરે છે. એટલે જ અંગ્રેજીમાં કહેવત છે કે Man is the Architect of his own fortune.

માણસ પોતાનું પ્રારબ્ધ પોતાની જાતે જ પોતાના હાલના પુરુષાર્થથી ઘડી શકે છે. પ્રારબ્ધ સિવાયનો પુરુષાર્થ પાંગળો છે, અને પુરુષાર્થ વગરનું પ્રારબ્ધ આંધળું છે. એક આંધળા અને એક લંગડા મિત્રની વાત જેવું છે. આંધળાને રસ્તો દેખાતો નથી અને લંગડો રસ્તા ઉપર ચાલી શકતો નથી. તેથી બંને રસ્તા ઉપર પ્રવાસ કરી શકતા નથી. પરંતુ બંને મિત્રોએ વિવેકબુદ્ધિ વાપરી. લંગડો આંધળાના ખભા ઉપર બેસી ગયો અને આંધળો ચાલવા લાગ્યો અને લંગડો રસ્તો બતાવવા લાગ્યો. અને બંને રસ્તાની યાત્રા સફળતાપૂર્વક પૂરી કરી. જીવનયાત્રા પણ સફળતાપૂર્વક પૂરી કરવા માટે પુરુષાર્થ અને પ્રારબ્ધ એકમેકના પૂરક બને છે. તમારા પોતાના પ્રારબ્ધથી તમો સુખ અને દુઃખ ભોગવો છો. બીજો કોઈ પણ માણસ તમને સુખી અગર દુઃખી કરી શકતો નથી. તે તો ફક્ત નિમિત્ત માત્ર જ હોયછે.

**સુખસ્ય દુઃખસ્ય ન કોડપિ દાતા પરો દદાતીતિ કુબુદ્ધિરેષા।**
**અહં કરોમીતિ વૃથાભિમાન : સ્વકર્મસૂત્રાત્ ગ્રથિતોહિ લોક : ॥**

### ૧૫. કર્મ કરવામાં સ્વતંત્ર- ફળ ભોગવવામાં પરતંત્ર :

ગીતાનું એક મહાવાક્ય છે કે

**કર્મણ્યે વાધિકારસ્તે મા ફલેષુ કદાચન।**

કર્મ કરવામાં તારો અધિકાર છે, પરંતુ ફળ ભોગવવામાં તારો અધિકાર નથી. તું કર્મ કર પણ ફળની આશા રાખીશ નહિ. આ મહાવાક્યનો અર્થ કરવામાં થોડી ગેરસમજૂતી થવાનો સંભવ છે. ભગવાન એવું ના કહે કે તું કર્મ કર, પરંતુ ફળની આશા રાખીશ નહિ. તું આખો મહિનો નોકરી કર, પરંતુ પહેલી તારીખે પગાર માંગીશ નહિ અને લઈશ નહિ. રેલ્વે સ્ટેશનથી મજૂર પાસે પોટલું ઊંચકાવીને હું તેને ગીતાનો ઉપદેશ કરું કે ભાઈ, તું ગીતા વાંચ. કર્મ કરવામાં તારો અધિકાર છે. પરંતુ મજૂરીની પાવલી માંગવાનો તારો અધિકાર નથી. તો તો પેલો મજૂર મને એવો જવાબ આપે કે મારે ગીતાનું જ્ઞાન જોઈતું નથી, પણ મજૂરીની પાવલી જ જોઈએ, ગીતા તમે એકલા વાંચજો. મને મારી મજૂરીના ચાર આના આપી દો. કર્મ કરે એટલે ફળ તો મળે જ, ફળ આપ્યા સિવાય કર્મ શાંત થાય નહિ.

તો ઉપર્યુક્ત મહાવાક્યનો અર્થ સ્પષ્ટ છે. કર્મ કરવામાં તારો અધિકાર છે. ફળમાં નહિ. એટલે કે કર્મ કરવામાં તું સ્વતંત્ર છે, પરંતુ ફળ ભોગવવામાં તું પરતંત્ર છે. કર્મ કરવું, ના કરવું, કેવું કરવું, કે ના કરવું, શુદ્ધ બુદ્ધિનો ઉપયોગ કરીને તેમાં પ્રવૃત્ત થવામાં તું સ્વતંત્ર છું, પરંતુ તેનું ફળ ભોગવવામાં પરતંત્ર છું. એટલે કે તારે ફળ ના ભોગવવું હોય તોપણ પરાણે ભોગવવું જ પડશે. તેમાં આનાકાની છટકબારી ચાલશે નહિ.

હું તમારે ત્યાં મહેમાન તરીકે જમવા આવ્યો, તમે મારે માટે દૂધપાક, પૂરી, બે શાક, ભજિયાં, વાલ, કઠોળ, ફરસાણ, અથાણાં, પાપડ વગેરે અનેક વાનગીઓ બનાવીને મને પીરસી. તેમાં શું ખાવું, શું ના ખાવું, શું વધારે ખાવું, તેમાં હું સ્વતંત્ર છું. હું જે વાનગી વધારે ખાઉં તે વાનગી તમે મને વધારે ને વધારે પ્રેમથી પીરસ્યા કરો. મારી તબિયતને કઈ વાનગી અનુકૂળ છે તેનું ભાન મારે રાખવાનું છે, તમારે નહિ. હું નર્યા વાલ ખાઈશ તો મને ઝાડા થઈ જશે, એનું ભાન મારે રાખવાનું છે, તમારે નહિ. તમે તો રાજી થઈને મને વાલ જ પીરસ્યા કરો. ખૂબ વાલ ખાવામાં હું સ્વતંત્ર છું- પરંતુ પછીથી કળશ્યા ભરવામાં અને જાજરૂ તરફ આખો દિવસ દોડાદોડ કરવામાં હું પરતંત્ર છું. તેમ કરવાથી હું છટકી શકું નહિં. અને તેમાં તમારી અગર તો કોઈ સારા ડોક્ટરની પણ લાગવગ ચાલે નહિ.

### ૧૬. ફળ ભોગવવા દેહ ધારણ કરવો જ પડે :

શુભ કર્મનું ફળ સુખ ભોગવવા દેહ ધારણ કરવો પડે અને પાપકર્મનું ફળ દુઃખ ભોગવવા પણ દેહ ધારણ કરવો જ પડે. ફળ ભોગવવા માટેનું સાધન દેહ છે. દેહ ધારણ કરે તો જ ફળ ભોગવી શકાય. એટલે શુભ અગર અશુભ કર્મનાં ફળ ભોગવવા દેહ ધારણ કરવો જ પડે અને એટલે જ જન્મ મરણના ચક્કરમાં આવવું જ પડે.

જ્યાં સુધી જન્મ મરણના ચક્કર રહે ત્યાં સુધી મોક્ષ મળ્યો ગણાય નહિ. દેહ જ ધારણ ના કરવો પડે તેવી પરિસ્થિતિનું નામ મોક્ષ અને જ્યાં સુધી શુભ અગર અશુભ કર્મોના ઢગલા સંચિત કર્મમાં જમા થયેલા છે, અને તે પૂરેપૂરા ભોગવી ના લેવાય ત્યાં સુધી આ સંચારચક્ર ચાલ્યા જ કરે. દેહ ધારણ કરવો પડે એ જ  ખરુ બંધન છે. શુભ કર્મના ફળસ્વપે સુખ ભોગવવા દેહ ધારણ કરવો પડે તે સોનાની બેડી અને અશુભ કર્મના ફળસ્વરૂપે દુઃખ ભોગવવા દેહ ધારણ કરવો પડે તે લોખંડની બેડી છે. પરંતુ બંને રીતે શુભ અને અશુભ બંને પ્રકારનાં કર્મોનાં ફળ ભોગવવાં માટે જીવને દેહ ધારણ કરવાની ફરજ પડે છે. અને તે રીતે બંને શુભ અગર અશુભ કર્મ, એટલે કે કર્મ માત્ર જીવને બંધનકર્તા છે. તે જ જીવને બંધન જન્મ-મરણની બેડી પહેરાવી દે છે. પછી તે બેડી સોનાની હોય કે લોખંડની હોય, પરંતુ આખરે બંધન તો રહે જ. સુપાત્રે દાન કરો તો તેનાય ફળસ્વરૂપે સુખ ભોગવવા દેહ ધારણ કરવો પડે.

**સુપાત્રદાનાત્ ચ ભવેત્ ધનાઢ્યો, ધનપ્રભાવેન કરોતિ પુણ્યમ્ ।**
**પુણ્ય પ્રભાવાત્ સુરલોક વાસી, પુનર્ધનાઢ્ય : પુનરેવ ભોગી ।।**

અને કુપાત્રે દાન કરો તો તેનાં ફળસ્વરૂપે દુઃખ ભોગવવા દેહ ધારણ કરવો પડે.

**કુપાત્ર દાનાત્ ચ ભવેત્ દરિદ્રો, દારિદ્રદોષેણ કરોતિ પાપમ્**
**પાપ પ્રાભાવાત્નરકં પ્રયાતિ, પુનર્દરિદ્રો પુનરેવ પાપી**

અને બંને પ્રકારે અવળી અગલ સવળી ઘંટી સંચારચક્રની ફર્યા જ કરે છે, અને તેમાં જીવમાત્ર પિલાયા જ કરે છે. મોક્ષ મળતો નથી, કારણ કે નવાં નવાં ક્રિયમાણ કર્મ તે સતત કરતો જ રહે છે. તેમાંથી જે તાત્કાલિક ફળ આપતાં નથી, તેવાં કર્મો સંચિત કર્મોમાં જમા થતાં જાય છે, જેના અનેક હિમાલય ભરાય તેટલા જબરદસ્ત ઢગલા થયેલા છે અને પ્રારબ્ધ બનતાં જાય, તેટલાં જ ફળ પ્રારબ્ધ ભોગવવાને અનુરૂપ શરીર જીવ ધારણ કરતો રહે અને તે જીવનકાળ દરમિયાન પાછા બીજા અનેક જન્મો લેવા પડે તેટલાં નવાં ક્રિયમાણ કર્મો ઊભાં કરતો જાય. આ રીતે સંચારચક્રનું વિષચક્ર અનાદિકાળથી ચાલતું આવે છે અને તે અનંતકાળ સુધી ચાલતું રહેવાનું. મહર્ષિ પતંજલિ કહે છે કે -

**સતિ મૂલે તદ્વિપાકઃ જાતિઃ આયુઃ ભોગા :**

જ્યાં સુધી કર્મરૂપી મૂળ છે, ત્યાં સુધી શરીરરૂપી વૃક્ષ ઊગવાનું અને તેમાં જાતિ, આયુષ્ય અને ભોગરૂપી ફળ લાગવાનાં.

ઘણાં માણસો એમ સમજે છે કે કદાચ ત્રણ મણ પાપકર્મ રીશું, તો ત્યાર પછી તેની સામે પાંચ મણ પુણ્યકર્મ કરી નાખીશું એલે પાંચ મણ પુણ્યમાંથી ત્રણ મણ પાપ બાદ કરતાં માત્ર બે મણ પુણ્ય જ ભોગવવાનું રહેશે અને ત્રણ મણ પાપ ભોગવવું નહિ પડે. આ ગણિત ખોટું છે. કર્મના કાયદામાં બાદબાકી નથી. તેમાં સરવાળો કરવાનો હોય છે. તેમ ત્રણ મણ પાપકર્મ કરો ને પાંચ મણ પુણ્યકર્મો કરો તો તમારે આઠ મણ કર્મનાં ફળ ભોગવવાં જ પડે. પાંચ મણ પાપકર્મના ફળસ્વરૂપે ત્રણ મણ દુઃખ ભોગવવાં પણ દેહ ધારણ કરવો પડે. એમ સરવાળો કરીને આઠ મણ પાપ-પુણ્યનાં ફળસ્વરૂપે આઠ મણ સુખ-દુઃખ ભોગવવાં દેહ ધારણ કરવો પડે.

## ૧૭. તો પછી મોક્ષ ક્યારે ?

માનવ માત્ર મોક્ષનો અધિકારી છે, અને માનવશરીર મોક્ષ પ્રાપ્ત કરવા માટે જ મળ્યું છે. માનવશરીર ધારણ કરીને મોક્ષ પ્રાપ્ત ના કરી લે તો પછી ચોર્યાસી લાખ યોનિમાં ફરીથી ભટકવાની દશા આવે. મનુષ્ય માત્ર દેહના બંધનમાંથી છૂટીને પરબ્રહ્મનો જ અંશ હોઈ તેમાં જ લીન થવાને- મોક્ષ પ્રાપ્ત કરવાને માટે તે આખરે સર્જાયો છે. પરંતુ જ્યાં સુધી તે પૂરેપૂરાં પ્રારબ્ધ ભોગવી ના લે અને પાછળનાં અનાદિકાળનાં અનેક જન્મ-જન્માંતરનાં સંચિત કર્મના જમા થયેલા અસંખ્ય હિમાલયો ભરાય તેટલા કર્મના ઢગલાને આ જીવનકાળ દરમિયાન સાફ ના કરે, ભસ્મ ના કરે, ત્યાં સુધી તેને વારંવાર અનંતકાળ સુધી અનેક જન્મો- અનેક દેહ ધારણ કરવા જ પડે, ત્યાં સુધી તેને મોક્ષ મળે જ નહિ. તેને મોક્ષ મેળવવાની તીવ્ર ઈચ્છા થાય અને તેને મોક્ષ મેળવવો જ હોય તો તેને તમામ સંચિત કર્મનો ધ્વંસ કરવો પડે. તમામ સંચિત કર્મોને જ્ઞાનાગ્નિથી ભસ્મ કરવાં પડે અને ચાલુ જીવનનાં પ્રારબ્ધકર્મોને પૂરેપૂરાં ભોગવી લેવાં પડશે. આ જીવનકાળ દરમિયાન ત્યારથી જ તેણે નવાં ક્રિયમાણ કર્મ એવી રીતે કરવાં જોઈએ કે જે કરતાંની સાથે તરત જ ફળ આપીને શાંત થઈ જાય અને તેથી કરીને તેમાનું એક પણ ક્રિયમાણ કર્મ (સંચિત કર્મમાં જમા થાય નહિ, જેથી ભવિષ્યમાં તે સંચિત કર્મ) પાકીને ફળ આપવા પ્રારબ્ધરૂપે સામે આવીને ખડું થાય નહિ અને તે ભોગવ્યા પછી કોઈ દેહ ધારણ કરવો પડે નહિ. પરંતુ મુશ્કેલી એ છે કે જીવ ચાલુ જીવનકાળ દરમિયાન ભોગવવા પાત્ર થતાં પ્રારબ્ધકર્મો ભોગવતાં ભોગવતાં એટલાં નવાં અસંખ્ય ક્રિયમાણ કર્મો કરે છે. તે ભોગવવાં બીજા અસંખ્ય જન્મો ધારણ કરવા પડે, એટલે આ વિષચક્રનો અંત જ આવતો નથી, એટલે પહેલાં તો આ જીવનકાળ દરમિયાન હવે પછી તે જે જે ક્રિયમાણ કર્મો કરે તે એવી કુશળતાપૂર્વક કરે કે કર્મો કદાપિ સંચિતમાં જમા થાય જ નહિ, અને તેથી તે ભવિષ્યમાં નવા દેહના બંધનમાં નાખે નહિ. બસ, આવી કુશળતાપૂર્વક કર્મ કરવું. તેનું જ નામ યોગ. એટલે ગીતામાં ભગવાને યોગની વ્યાખ્યા કરી કે "યોગઃ કર્મસુ કૌશલમ્"

ક્રિયમાણ કર્મ ઉપર જણાવ્યા પ્રમાણે કુશળતાપૂર્વક કરે તેનું જ નામ યોગ,

## ૧૮. પરંતુ કોઈ કર્મ જ ના કરીએ તો... :

કોઈ દલીલ કરે કે હું જીવનકાળ દરમિયાન કોઈ કર્મ જ ના કરું તો પછી કર્મ સંચિત કર્મમાં જમા થવાનો સવાલ જ રહે નહિ અને તેને પાકીને પ્રારબ્ધરૂપે ભોગવવાનો પણ પ્રશ્ન રહે નહિ. તેથી તે ભોગવવા દેહ ધારણ કરવો પડે નહિ. એટલે આપોઆપ મોક્ષ થાય અને દેહથી મુક્ત થવાય. આ દલીલ બરાબર નથી. માણસ કર્મ કર્યા સિવાય તો રહી શકે જ નહિ.

ભગવાન ગીતામાં સ્પષ્ટ કહે છે કે -

**ન હિ કશ્ચિત્ ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્ ।  (ગી. ૩/૫)**

**શરીરયાત્રાઽપિ ચ તે ન પ્રસિદ્ધયેત્ અકર્મણ :॥  (ગી. ૩/૮)**

કોઈ પણ માણસ એક ક્ષણ પણ કર્મ કર્યા સિવાય રહી શકતો નથી, તે કર્મ ના કરે તો તેની શરીરયાત્રા અટકી પડે. નાહવું, ધોવું, ખાવું, પીવું, ઊઠવું, બેસવું, બોલવું, સૂઈ જવું, ઊંઘવું, જોવું, શ્વાસોચ્છ્‌વાસ લેવા, જીવનનિર્વાહ માટે નોકરી ધંધો કરવો, શરીરસ્વાસ્થ્ય માટે કસરત વગેરે અનેક કાર્યો કરવાં જ પડે છે, એટલે કર્મ તો જન્મથી મરણ સુધી કરવાં જ પડે છે. પરંતુ ક્રિયમાણ કર્મ કરવામાં એણે એવી રીતે કુશળતાપૂર્વક કર્મો કરવાં જોઈએ કે જેથી તે કર્મો તાત્કાલિક ફળ આપીને શાંત થઈ જાય અને તે સંચિત કર્મોમાં જમા થવા પામે નહિ. તો જ તે કર્મોને લાંબે ગાળે ભવિષ્યમાં પ્રારબ્ધરૂપે ભોગવવા બીજું શરીર ધારણ ના કરવું પડે. માટે જ માણસે એવાં ક્રિયમાણ કર્મો કરવાં જોઈએ કે જેથી તે સંચિતમાં જમા થાય નહિ.

## ૧૯. કયાં ક્રિયમાણ કર્મો સંચિતમાં જમા થતાં નથી ?

નીચે જણાવેલ કર્મો સંચિતમાં જમા થતાં નથી :

**(૧) અબુધ દશામાં કરેલાં કર્મો.**
**(૨) અભાન અવસ્થામાં કરેલાં કર્મો.**
**(૩) મનુષ્યેતર યોનિમાં કરેલાં કર્મો.**
**(૪) કર્તાપણાના અભિમાન સિવાય કરેલાં કર્મો.**
**(૫) સમષ્ટિના કલ્યાણ માટે કરેલાં કર્મો.**
**(૬) નિષ્કામ કર્મો.**

## ૨૦. અબુધ અને અભાન દશામાં કરેલાં કર્મ :

બાલ્યાવસ્થામાં કરેલાં કર્મો અને અભાન અવસ્થામાં, ગાંડપણમાં, દારૂ પીધેલી અગર કેફી અવસ્થામાં કરેલાં કર્મમાં રાગદ્વેષની પ્રેરણા હોતી નથી તેથી રાગદ્વેષથી પ્રેરાયા સિવાયનાં કર્મો સંચિત કર્મમાં જમા થતાં નથી. કોઈ નાનું બાળક અગ્નિમાં હાથ નાંખે તો તે દાઝે અને કર્મ તાત્કાલિક ફળ આપે. પરંતુ તે જ કર્મ પાછું ફરીથી સંચિતમાં જમા થઈને બીજી વખત ફળ આપવા ઊભું રહે નહિ.

ત્રણ વરસનો નાનો બાળક રમત કરવા ખાટલામાં કૂદતો હોય અને તે જ ખાટલમાં સૂતેલા એક ત્રણ માસના બાળકના ગળા ઉપર પગ આવી જતાં તે ત્રણ માસનું બાળક મરી જાય, તો તેના માટે પેલા ત્રણ વરસના બાળક ઉપર ઇન્ડિયન પિનલ કોડની કલમ ૩૦૨ મુજબ ખૂનનો કેસ ચાલે નહિ, કારણ કે તે કર્મમાં રાગદ્વેષ હોતો નથી. તે પ્રકારે તે કર્મ સંચિતમાં પણ જમા થતું નથી. સગીર ઉંમરના બાળકે વેચાણ દસ્તાવેજ જેવું કાંઈ કર્યું હોય તો તે કોર્ટ માન્ય રાખતી નથી.

સગીર ઉંમરના બાળકને મતદાનનો પણ અધિકાર નથી. તેવી જ રીતે કેફી અવસ્થામાં, અભાન અવસ્થામાં, ગાંડપણમાં પણ નઠારી ગાળો બોલે અગર બખેડો કરે, તો તેની વિરુદ્ધ ઈ. પી. કોડની કલમ ૩૨૩, ૫૦૪ મુજબ કોર્ટમાં કેસ ચાલે નહિ. બહુ બહુ તો લોકો ભેગાં થઈને તેને બરાબર ટીપે, ઝૂડી કાઢે અને તે રીતે તેને તેનાં કર્મનું તાત્કાલિક ફળ મળે અગર તો તેની દયા ખાઈને જતો કરે. પરંતુ આવા માણસનાં કર્મમાં રાગદ્વેષ ન હોવાથી સંચિત કર્મમાં જમા થતાં નથી.

## ૨૧. મનુષ્યેતર યોનિમાં કરેલાં કર્મ :

મનુષ્યયોનિ સિવાયની બીજી યોનિઓમાં કરેલાં કર્મ સંચિત કર્મમાં જમા થતાં નથી, કારણ કે મનુષ્યયોનિ સિવાયની બીજી તમામ યોનિઓ ભોગ યોનિઓ ગણાય છે. આવી મનુષ્યેતર યોનિમાં માત્ર પૂર્વસંચિત કર્મો પ્રારબ્ધરૂપે આવીને તે ભોગવીને દેહનો છુટકારો થાય છે. તેમાં કોઈ નવાં ક્રિયમાણ કર્મો સંચિત થતાં નથી.
ઘોડાં, ગધેડાં, કૂતરાં, બિલાડાં, પશુપક્ષી યોનિઓમાં જીવમાત્ર કુદરતી આવેગ પ્રમાણે વર્તે છે. તેથી તે યોનિઓમાં ફક્ત પ્રારબ્ધકર્મ ભોગવીનેજ રહી જાય છે. તેમાં કરેલા ક્રિયમાણ કર્મ તાત્કાલિક ફળ આપે છે. પછી તે સંચિતમાં જમા થતું નથી. ગધેડું કોઈને લાત મારે તો તે તાત્કાલિક બે ડફણાં ખાય પછી, તે કર્મ સંચિતમાં જમા થવાનું રહે નહિ. કૂતરું કોઈ માણસને કરડે તેથી તે માણસને હડકવા લાગે અને મરી જાય અથવા સાપ કોઈને કરડે અને તેથી તેનું મૃત્યુ થાય, તો કૂતરા અગર સાપ ઉપર ઇન્ડિયન પિનલ કોડની કલમ ૩૦૨ મુજબ ખૂનનો કેસ કોઈ કોર્ટમાં ચાલે નહિ. ઇન્ડિયન

પિનલ કોડ ફક્ત મનુષ્યયોનિના જીવોને માટે જ લખાયેલો છે. મનુષ્યેતર યોનિમાં જીવોને ઇન્ડિયન પીન કોડ લાગુ થતો નથી. (પૂછી જોજો કોઈ સારા વકીલને). ભેંસ, ગાય કોઈ ખેતરમાં ભેલાણ કરે અને પાકને નુકસાન કરે તો લોકો તેને તાત્કાલિક થોડાં ડફણાં મારે, ઝૂડી કાઢે અગર ડબ્બામાં પૂરે અને તે રીતે તેનાં કર્મનું તાત્કાલિક ફળ ભોગવે, પછી તે સંચિત કર્મમાં જમા થવાનું રહે જ નહિ. ભેંસ, ગાય ભેલાણ કરે તો તેનો દંડ Cattle Trespass Act પ્રમાણે તેના માલિકને જ થાય. ભેંસ-ગાય ઉપર આ કાયદા મુજબ કોઈ કેસ ચાલે જ નહિ. આ પ્રમાણે તમામ મનુષ્યેતર યોનિના જીવો પશુ, પક્ષી, કીડા, મંકોડા, માછલાં, જલચર, નભચર નાના પ્રકારના જીવો ભોગયોનિના ગણાય છે. તેમાં નવાં ક્રિયમાણ કર્મ સંચિતમાં જમા થતાં નથી. અરે દેવયોનિ પણ ભોગયોનિ ગણાય છે. દેવો તેમના પુણ્યના પ્રભાવે માત્ર સુખ-ભોગો ભોગવે છે. તેમનાં ક્રિયમાણ પણ સંચિતમાં જમા થતાં નથી. જે જીવો "પૂતપાપાઃ" "નિર્ધૂત કલ્મષા :" -જેનાં તમામ પાપો નષ્ટ થયાં છે, અને સિલકમાં માત્ર પુણ્ય કર્મો જ રહ્યાં છે, તે જીવો દેવયોનિ-ભોગયોનિમાં સ્વર્ગમાં જઈને દિવ્ય ભોગો ભોગવે છે અને પુણ્યનો ક્ષય થતાં મૃત્યુલોકમાં પાછા ફરે છે. ત્યાં તેઓના નવાં ક્રિયમાણ કર્મો સંચિતમાં જમા થતાં નથી, જેથી ગીતા કહે છે :

**તે પુણ્યમાસાદ્ય સુરેન્દ્રલોકમ્ અશ્નન્તિ દિવ્યાન્ દિવિ દેવભોગાન્ ।**
**તે તં ભુક્ત્વા સ્વર્ગલોકં વિશાલમ્ ક્ષીણે પુણ્યે મૃર્ત્યલોકં વિશન્તિ ॥** (ગી. ૯/ ૨૧)

આ પ્રકારે મનુષ્યેતર યોનિમાં કરેલાં કર્મો સંચિત કર્મોમાં જમા થતાં નથી.

**૨૨. કર્તાપણાના અભિમાન સિવાય કરેલાં કર્મો :**

આવાં કર્મ અકર્મ બની જાય છે. અને તે કર્મો સંચિતમાં જમા થતાં નથી. તેથી તેનું ફળ ભોગવવા ફરીથી દેહ ધારણ કરવો પડતો નથી અને તેથી દેહના બંધનમાં જન્મ-મરણના ચક્કરમાં પડવું પડતું નથી. કોઈ સેશન્સ જજ ખૂનના ગુના બદલ તહોમતદારને ફાંસીની સજા કરે તો તે સેશન્સ જજ એક જીવની હત્યા બદલ ગુનેગાર ઠરતા નથી. કારણકે સેશન્સ જજ ફાંસીની સજા કરતો હોવા છતાં તેનામાં કર્તાપણાનું અભિમાન હોતું નથી. તે માત્ર કાયદાની મર્યાદામાં રહીને જ ન્યાયનું પાલન કરે છે. એવી જ રીતે જે માણસ માત્ર પોતાની શુભ ફરજોનું પાલન કરતો હોય તે જગતના કોઈપણ માણસ અગર અનેક માણસને ગમે તેટલું નુકસાન કરતો જણાય છતાં તે કર્તાપણાના અભિમાન સિવાય કરતો હોવાથી તેને તે કર્મ બંધનરૂપ થતું નથી. એટલે ભગવાને ગીતામાં અર્જુનને હિંમતપૂર્વક કહ્યું છે કે ધર્મયુદ્ધમાં તુ અનેક સંહાર કરીશ તોપણ તારું કર્મ તને બંધન નહિ કરે. કારણ કે તું તારું કર્મ કર્તાપણાના અભિમાન સિવાય માત્ર ફરજ તરીકે જ કરે છે. ભગવાન કહે છે :

**હત્વાડપિ ઈમાન્ લોકાન્ નહન્તિ ન નિબધ્યતે**

આ તત્ત્વનો જાણકાર અને "હું જ કરું છું" એ પ્રકારના અભિમાનરહિત જીવ ધર્મની મર્યાદામાં રહીને ન્યાય-નીતિથી જે કંઈ કર્મ પોતાની ફરજરૂપે કરે છે તે તમામ કર્મો કરતો હોવા છતાં તેનાથી લેપાતો નથી. ગીતામાં ભગવાન કહે છે કે :

નૈવ કિંચિત્ કરોમીતિ, યુક્તો મન્યેત તત્ત્વવિત્ ।
પશ્યન શ્રૃણ્વન્ સ્પૃશન્ જીઘ્રન, અશ્નન્ ગચ્છન સ્વપ્ન શ્વસન્ ॥
પ્રલપન્ વિસૃજન ગૃહણન્, ઉન્મિશન, નિમિષન્ અપિ ।
ઈન્દ્રિયાણિ ઈન્દ્રિયાર્થેષુ, વર્તન્ત ઈતિ ધારયન્ ॥ (ગીતા ૫/ ૮-૯)

જે જીવો અભિમાનવશ થઈને, "શકટનો ભાર જયમ શ્વાન તાણે"- હું જ બધું કરું છું. એવો મિથ્યા પ્રલાપ કરે છે, અને કર્તાપણાના અભિમાનથી કર્મ કરે છે, તે કર્મનાં ફળ તેને કાળે કરીને અનેક દેહ ધારણ કરાવે છે, અને ભોગવાવે છે. આવા અભિમાની જીવો મિથ્યા બકવાસ કરે છે, તે ભગવાન ગીતામાં કહી બતાવે છે :

**ઈદમદ્ય મયા લબ્ધં ઈમં પ્રાપ્સ્યે મનોરથમ્ ।**
**ઈદમસ્તિ ઈદમપિ મે ભવિષ્યતિ પુનર્ધ નમ્ ॥**
**અસૌ મયા હતઃ શત્રુઃ હનિષ્યે ચાપરાનપિ ।**
**ઈશ્વરોડહમ્ અહમ્ ભોગી સિદ્ધોડહં બલવાન્ સુખી ॥**
**આઢ્યોડભિજનવાનસ્મિ કોડન્યોડસ્તિ સદશો મયા ।**
**યક્ષ્યે દાસ્યામિ મોદિષ્ય, ઈતિ અજ્ઞાન વિમોહિતા : ॥**
**અનેકચિત્ત વિભ્રાન્તા : મોહજાલસમાવૃતા : ।**
**પ્રસક્તા : કામભોગેષુ પતન્તિ નરકેડશુચૌ ॥ (ગી. ૧૬/૧૩-૧૬)**

અજ્ઞાનથી મોહિત થયેલા ચિત્તવાળા, મોહજાળમાં ફસાયેલા અને કામભોગોમાં આસક્ત એવા પામર જીવો ઉપર પ્રમાણે મિથ્યાભિમાન કરીને જ કર્મો કરે છે તે સંચિતમાં જમા થાય છે. અને તે અનેક જન્મોનાં ચક્કરમાં જીવને ફસાવે છે.

### ૨૩. સમષ્ટિના કલ્યાણ માટે કરેલાં કર્મો :

કેટલાંક કર્મો દુનિયાની દૃષ્ટિએ પાપકર્મો ગણાતાં હોવા છતાં તે જગતનાં, સમષ્ટિના કલ્યાણ માટેનાં હોય તો તે પાપકર્મો હોવા છતાં સંચિત કર્મમાં જમા થતાં નથી.

જૂઠું બોલવું તે પાપ ગણાય છે અગર તો જૂઠું બોલવાની કોઈને ફરજ પાડવી અગર પ્રેરણા કરવી તે પણ એટલું જ પાપ ગણાય છે, છતાં ખુદ ભગવાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર જેવા ધર્મરાજાને જૂઠું બોલવાની પ્રેરણા કરી અને "નરો વા કુંજરો વા" એમ કહીને ધર્મરાજા યુધિષ્ઠિર યુદ્ધમાં અશ્વત્થામા હણાયો છે એમ જૂઠું બોલ્યા. એમાં શ્રીકૃષ્ણને કોઈ અંગત સ્વાર્થ નહોતો. પાંડવો જીતે તો તેમાંથી તેમને કંઈ ભાગ કે કમિશન મળવાનું નહોતું પરંતુ યુધિષ્ઠિર જો આટલું જૂઠું ના બોલે તો દ્રોણાચાર્ય મરાય તેમ નહોતા અને સમષ્ટિના કલ્યાણ માટે આતતાયી દુષ્ટ જીવોના સંહાર માટે ખેલાયેલા ધર્મયુદ્ધમાં પાંડવો જીતી શકે એમ નહોતા. યુધિષ્ઠિરને થોડું જૂઠું બોલવાથી નુકસાન થયું. તેમના સત્યવાદીપણામાં થોડી ઝાંખપ લાગી. પરંતુ એક વ્યક્તિને નુકસાન થવા જતાં જો સમષ્ટિનું કલ્યાણ થતું હોય તો તે માટે જૂઠું બોલવાની પ્રેરણા કરનાર શ્રીકૃષ્ણ તે પાપકર્મના પ્રણેતા (Abettor) હોવા છતાં તેમને તે કર્મનું ફળ ભોગવવું પડ્યું નથી અને તે કાર્ય સંચિતમાં જમા થઈને તેમના પુનર્જન્મનું કારણ બની શક્યું નહિ. શ્રીકૃષ્ણે તેમના જીવનકાળ દરમિયાન ચોરીઓ કરી છે. "માખણચોર" ને નામે પ્રસિદ્ધ છે. દિવ્યમણિ તેમણે ચોરેલો અને જૂઠું પણ અનેકવાર બોલેલા. પરંતુ તેમનાં તમામ કર્મો સમષ્ટિના કલ્યાણ માટે અને જગતના ઉદ્ધાર માટે કરેલાં હતાં. એટલે તો ભગવાને ગીતામાં કહ્યું છે કે

**જન્મકર્મ ચ મે દિવ્યમ્**

મારો જન્મ અને મારાં કર્મ દિવ્ય છે. મારે મારા અંગત સ્વાર્થ માટે કંઈ પ્રાપ્ત કરવાનું રહેતું નથી, કારણ કે હું સ્વયં પૂર્ણકામ છું.

**ન મે પાર્થાસ્તિ કર્તવ્ય. ત્રિષુ લોકેષુ કિંચન ।**

**નાનાવાપ્તમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**
**યદિ હિ અહં ન વર્તેયં જાતુ કર્મણ્યતન્દ્રિત : ।**
**મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યા : પાર્થ સર્વશ :॥(ગી.૩/૨૨,૨૩) (ગી.૩/૨૨,૨૩)**

શ્રી કૃષ્ણ કહે છે : મારો જન્મ દિવ્ય છે અને કર્મ પણ દિવ્ય છે. એનાં ત્રણ કારણ છેઃ એક તો હું બીજા માણસોની માફક માતાના ગર્ભમાં નવ માસ મળમૂત્રમાં ઊંધો લટકીને પછી જન્મ લેતો નથી, પરંતુ હું સ્વયં પ્રગટ થાઉં છું. બીજું, મારા પૂર્વજન્મનાં સંચિત કર્મો ભોગવવા માટે હું દેહ ધારણ કરતો નથી, કારણ કે મારી પાછળ મારાં કોઈ સંચિત કર્મો પડ્યાં નથી. અને ત્રીજું, મારા જીવનકાળમાં જે જે કર્મો મેં કર્યા છે તે લીલામાત્ર છે અને સમષ્ટિના કલ્યાણ માટે કરેલાં છે. તે મેં કોઈ અંગત રાગદ્વેષથી પ્રેરાઈને મારા અંગત સ્વાર્થ માટે કર્તાપણાના અભિમાનથી કરેલ નથી, અને તેથી તે કર્મ સંચિતમાં જમા થતાં નથી અને તે મારા બીજા જન્મના હેતુકારણ બનતાં નથી. હું મારી ઈચ્છા મુજબ જ્યાં, જ્યારે, જેવા દેહની જરૂર પડે તેવો દેહ ધારણ કરું છું.

**'નિજ ઈચ્છા નિર્મિત તનુઃ'** એમ તુલસીદાસજી વર્ણન કરે છે.

જગતના મહાપુરુષો રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, વિવેકાનંદ, મહાત્મા ગાંધી, જિસસ ક્રાઈસ્ટ, મહંમદ પયગંબર વગેરેએ તેમના જીવનકાળ દરમ્યાન માત્ર સમષ્ટિના કલ્યાણ માટે કર્મો કરેલાં છે તેથી તે મુક્ત જીવો ગણાય છે.

### ૨૪. નિષ્કામ કર્મો :

કામનારહિત કરેલ કર્મ સંચિત કર્મમાં જમા થતાં નથી. ખરેખર તો દરેક માણસ જે કર્મ કરે છે તે કોઈ કામનાથી, ઈચ્છાથી આશાથી જ પ્રેરાઈને કરે છે અને તેમાં તેનો દોષ નથી. માણસ ફળની આશા, ઈચ્છા, કામના રાખે કે ના રાખે તોપણ કર્મફળ આપ્યા સિવાય તો છોડે જ નહિ તેવો કર્મનો અટલ સિદ્ધાંત છે તે આપણે ઉપર જોઈ ગયા છીએ. પરંતુ કેટલાક માણસો કર્મ કરે તે છતાં તેમને તેમના કર્મનું ફળ જોઈતું નથી. આ વાત વિચિત્ર નથી, પરંતુ સાચી છે. માણસ પાપ કરે છે, પરંતુ તેનું ફળ તેને જોઈતું નથી. માણસ ચોરી કરે પણ તેને પોલીસથી પકડાવું નથી. તેને લાંચ લેવી છે પણ લાંચ લેતાં તેને પકડાવું નથી અને તેનું ફળ, સજા તેને જોઈતી નથી. એટલે એનો અર્થ એવો નથી કે તે નિષ્કામ કર્મ કરે છે. માણસને પાપકર્મ કરવાની ઇચ્છા થાય છે, પરંતુ તેને ફળ ભોગવવાની જરા પણ ઈચ્છા થતી નથી. તેને તો માત્ર પુણ્યકર્મનું જ ફળ જોઈએ છે. પરંતુ પુણ્યકર્મ તેને કરવું નથી.

**પુણ્યસ્ય ફલમિચ્છન્તિ પુણ્યં નેચ્છન્તિ માનવા :**
**ન પાપફલમિચ્છન્તિ પાપં કુર્વન્તિ યત્નત : ।**

પાપકર્મ કરનારને તેના ફળની કામના નથી. માટે તે માણસ પાપકર્મ નિષ્કામ ભાવે કરે છે તેવું નથી. નિષ્કામ કર્મ એટલે શાસ્ત્રવિહિત કર્મ. ધર્મની મર્યાદામાં રહીને અંગત રાગદ્વેષથી પ્રેરાયા સિવાય, કર્તાપણાના અભિમાન વગર, સમષ્ટિના કલ્યાણ માટે પોતાનો અંગત કલુષિત સ્વાર્થ છોડીને કરેલું કર્મ તે નિષ્કામ કર્મ છે. ભગવાન ગીતામાં આજ્ઞા કરે છે કે -

**મા કર્મ ભળ હેતુર્ભૂ :**- ફળ મળે તો જ કર્મ કરું એ ભાવનાથી નહિ પરંતુ પોતાની ફરજના અંગરૂપે પોતાનો આત્મા રાજી થાય તે માટે ભગવદ્ પ્રીત્યર્થે માણસ કર્મ કરે તે જ નિષ્કામ કર્મ. માણસ સવારથી ઊઠે ત્યારથી સુખની ખોજમાં નીકળીને દુઃખ મેળવવા માટે કર્મ કરતો જ નથી છતાં દુઃખ આવી આવીને ખોળામાં પડે છે એટલે સુખ અગર તો દુઃખ પ્રારબ્ધવશાત્ માગો કે ના માગો તોપણ આવીને મળવાનાં જ. ભક્ત નરસિંહ મહેતા કહે છે કે -

**'સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડિયાં,**
**ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં.'**

પરંતુ નિષ્કામ ભાવે ભગવદ્ પ્રીત્યર્થે કરેલાં કર્મ સંચિતમાં જમા થતાં નથી અને તે જીવને જન્મમરણના ચક્કરમાં નાખતાં નથી.

સૂર્યનારાયણ ઊગે છે કે તરત જ અંધકારનો નાશ થાય છે. પરંતુ આપણે સૂર્યનારાયણને કહીએ કે અમે તમારો ઉપકાર માનીએ છીએ કે તમોએ આવીને ગાઢ અંધકારનો નાશ કર્યો. તો સૂર્યનારાયણ એમ જ જવાબ આપે કે મેં અંધકાર જોયો જ નથી. મેં અંધકારનો નાશ કર્યો જ નથી. પરંતુ મારા અસ્તિત્વ માત્રથી જ અંધકાર એની મેળે નાસી ગયો છે અને જો મારા સાન્નિધ્યમાં અંધકાર ઊભો રહે, ટકી રહે, તો મારું અસ્તિત્વ ના રહે. સૂર્યનારાયણ તો માત્ર સમષ્ટિના કલ્યાણ માટે જગતને પ્રકાશ અને જીવન આપવા માટે કરોડો માઈલની મુસાફરી કરે છે. તેને માટે કંઈ પણ પગાર માંગતા નથી. નિયત સમયથી એક પળ પણ મોડા પડ્યાં નથી. પગાર, પેન્શન, ગ્રેજ્યુઈટી કશાની તેમને કામના નથી. માત્ર સમષ્ટિના કલ્યાણ માટે કર્તાપણના અભિમાન સિવાય તે કર્મ કરે છે. આ નિષ્કામ કર્મ કહેવાય.

એક માતા પોતાના નાના બાળકની માવજત કરે છે. આ બાળકને ૧૦૪ ડિગ્રી તાવ આવ્યો હોય અને તેની મા ચાર રાતના ઉજાગરા કરે, તેને તમે કહો કે તને એક હજાર રૂપિયા આપું, તું આ બાળકને ધવરાવીશ નહિ અને માવજત કરીશ નહિ. વળી આ બાળક મોટું થશે ત્યારે તે અને તેની પત્ની બંને તને મારશે અને દુઃખી કરશે. છતાં પણ મા તમારી વાત કબૂલ રાખે નહિ. છોકરો તેને દુઃખી કરે કે સુખી કરે, પરંતુ મા તો નિષ્કામભાવે બાળકની માવજત કરે જ. નિષ્કામ કર્મનાં આવં અને દૃષ્ટાંતો દુનિયામાં છે.

મોટો પાંચ હજારનો પગારદાર ડિરેક્ટર ઓફ પ્રોહિબિશન દારૂબંધીનું જે કામ ન કરી શકે તેવું કામ વગર પગારે હજરત મહંમદ પયગંબરે, સહજાનંદ સ્વામીએ અને મહાત્મા ગાંધીજીએ કરી બતાવ્યું. જેણે પગાર ખાધો છે તે કામ કરી શક્યા નથી. જેણે કામ કર્યું છે તેણે કદી પગાર માગ્યો નથી. મહંમદ પયગંબરે, જિસસ ક્રાઈસ્ટે, સહજાનંદ સ્વામીએ અગર મહાત્મા ગાંધીજીએ સમષ્ટિના કલ્યાણ માટે નિષ્કામ ભાવે જે કામ કર્યા છે, તેને માટે તેમણે કોઈ દિવસ પગાર, પ્રમોશન, પેન્શન, ગ્રેજ્યુઈટી, હક રજા કે કેજ્યુલ રજા- કંઈ પણ માગ્યું નથી. નિષ્કામ કર્મયોગ દ્વારા માણસ ક્રિયમાણ કર્મને કંટ્રોલ કરી શકે અને તેને સંચિત કર્મમાં જમા થવા દે નહિ અને તે રીતે જન્મમરણનાં ચક્કરમાં ફસાય નહિ.

હવે પ્રારબ્ધકર્મને કેવી રીતે કંટ્રોલ કરવાં તે જોઈએ.

### ૨૫. પ્રારબ્ધ તો ભોગવ્યે જ છૂટકો :

ક્રિયમાણ કર્મ પાકીને પ્રારબ્ધરૂપે આવીને સામાં ખડાં થયાં છે, તે તો ભોગવે જ છૂટકો, જીવનકાળ દરમિયાન જેટલાં પ્રારબ્ધથી કર્મ ભોગવવાનાં નક્કી થયાં છે તેટલાં પૂરેપૂરાં ભોગવી લીધાં પછી જ દેહ છૂટે, તે પહેલાં નહિ, તેમાંથી કોઈ છટકી શકે નહિ. મોટા જ્ઞાનીઓ, મહર્ષિઓ, વિદ્વાનોએ પણ પ્રારબ્ધમાંથી છટકવા પ્રયત્ન કર્યા નથી અને છટકી શક્યા પણ નથી. અગાઉ સાતમી નોંધમાં પરીક્ષિત વગેરેનો દાખલો આપીને આ વાત સ્પષ્ટ કરેલી છે.

પ્રારબ્ધવશ ફળરૂપમાં જે પ્રાપ્ત થવાનું છે તે તો અવશ્ય થવાનું જ ગૃહકલેશના કારણે ભગવાન રામને વનમાં જવાનું થયું, ત્યારે ભરતજીને અત્યંત દુઃખ થયું. તે વખતે મહર્ષિ વશિષ્ઠ તેમને આશ્વાસન આપતાં જણાવે છે કે-

**સુનહું ભરત ભાવિ પ્રબલ, બિલખિ કહેઉ મુનિનાથ**
**હાનિ લાભ જીવન મરન, જશ અપજશ બિધિ હાથ (અયોધ્યાકાંડ, દોહો ૧૭૧)**

હાનિ, લાભ, જીવન, મરણ, જશ, અપજશ એ બધું જ પ્રારબ્ધને વશ છે. હાનિ થવી અગર લાભ થવો, જીવન થવું અગર મરણ થવું, જશ મળવો કે અપજશ મળવો તે બધું પ્રારબ્ધમાં નિશ્ચિત થયું હોય તે પ્રમાણ જ બને છે.

રામાયણનો આખો ઇતિહાસ વાંચી જાઓ તો તેના દરેક પ્રસંગોમાં આ વાત ગોસ્વામીએ બહુ જ ખૂબીથી રજૂ કરી છે. હાનિ કોને થઈ અને લાભ કોને થયો તે જુઓ. હાનિ કૌશલ્યાને થઈ. ખુદ ભગવાન રામની માતા કૌશલ્યાને પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના જુવાન દીકરા-વહુને યૌવનમાં વનમાં મોકલવાં પડ્યાં. હાનિ કૌશલ્યાને થઈ અને લાભ શબરીને થયો. ઘેર બેઠા ભગવાન પધાર્યા. કૌશલ્યા રામની સગી મા થતી હતી તેને હાનિ થઈ અને શબરી તેમની કાંઈ સગી નહોતી તેને લાભ થયો.

જુઓ, જીવન કોનું થયું અને મરણ કોનું થયું ? જીવન અહલ્યાનું થયું અને મરણ રાજા દશરથનું થયું. જેના ચરણની રજના સ્પર્શમાત્રથી અહલ્યાને જીવન મળ્યું તે પરાત્પર બ્રહ્મ ભગવાન રામ પોતાના પિતાનું મરણ રોકી શક્યા નહિ. પ્રારબ્ધ બળવાન છે.

આગળ જુઓ. જશ કોને મળ્યો અને અપજશ કોનો થયો ? અપજશ કૈકેયીને મળ્યો. કૌશલ્યા કરતાં પણ કૈકેયીનો પ્રેમ રામ ઉપર અધિક હતો. છતાં કૈકેયીને એવી કાળી ટીલી ચોંટી કે જગતના સારા માણસો સ્ત્રીઓ અને પુરુષો જ્યારે જ્યારે રામાયણ વાંચે ત્યારે કૈકેયી ઉપર ધિક્કાર વરસાવે છે. કોઈ માણસ પોતાની દીકરીનું નામ કૈકેયી ના પાડે. રામને કૌશલ્યા કરતાં પણ કૈકેયી પર અધિક પ્રેમ હતો, છતાં કૈકેયીને જ અપજશ મળ્યો. કૈકેયીનું આત્મબળ એટલું બધું જોરદાર હતું કે ભગવાન રામે પોતાને રાક્ષસકુળના સંહાર માટે જે નાટક ભજવવાનું હતું તેમાં ખલયનાક (Villain) નો પાઠ ભજવવા માટે કૈકેયી માતાને પસંદ કર્યા. ઘણો અપવાદ- નિંદા સહન કર્યા રંડાપો વહોર્યો, છતાં પણ કૈકેયીએ પોતાને જે પાત્ર ભજવવાનું હતું તે બરાબર મક્કમતાપૂર્વક ભજવી બતાવ્યું. કૌશલ્યા વગર સુમિત્રાએ આ ખલનાયક (Villain) નો પાઠ ભજવવાનું સોંપ્યું હોત તો તેઓ લોકોના અપવાદ, નિંદા અને રંડાપાની કાળી ટીલીની કલ્પનામાત્રથી ધ્રૂજી ઊઠત અને ફસકી જાત. પોતાની સગી મા કરતાં પણ અધિક વહાલાં એવાં કૈકેયી માતાને ભગવાનના નાટકમાં અપજશ મળ્યો અને આ નાટકમાં ખરો જશ વાનરો લઈ ગયા. રાવણની સાથે યુદ્ધ કરતી વખતે અયોધ્યાની મિલિટરીની એક બેટેલિયન કામમાં ના આવી. વાનરોનું લશ્કર રામ જેવાં રામને રાવણ સાથેના યુદ્ધમાં જિતાડવાનો જશ લઈ ગયું. માટે મુનિ વશિષ્ઠ કહે છે.

## હાનિ લાભ જીવન મરણ, જશ અપજશ બિધિ હાથ

પ્રારબ્ધમાં જે હાનિ, લાભ, જીવન, મરણ નક્કી થયાં હોય તે કોઈ મિથ્યા કરી શકતું નથી, જીવનની શતરંજમાં જીવ માત્ર પ્યાદાં છે. જગતના નાટકમાં પરમાત્મા દરેક જીવને તેના પ્રારબ્ધવશાત્ જે પાઠ ભજવાવે છે તે પ્રમાણે જીવને પ્રારબ્ધ ભોગવવાનો પાઠ ભજવવો જ પડે.

ઘણા માણસો જ્યોતિષનો આશરો લઈને પ્રારબ્ધ જાણવા પ્રયત્ન કરે છે. પ્રારબ્ધને અગાઉથી કદાચ જાણીએ તોપણ પ્રારબ્ધ છોડે નહિ. જ્યોતિષશાસ્ત્ર છે તે Complete Science 1 + 1 = 2 જેવું સ્પષ્ટ ગણિતશાસ્ત્ર છે. જ્યોતિષશાસ્ત્ર તદ્દન સાચું શાસ્ત્ર છે. પરંતુ તેને જોનારા ઘણે ભાગે જૂઠા હોય છે, ધંધાદારી હોય છે, એટલે જ્યોતિષશાસ્ત્ર વગોવાય છે.

પ્રારબ્ધવશ ફળરૂપમાં જે પ્રાપ્ત થવાનું તે તો અવશ્ય થવાનું જ. તેમાં નિમિત્ત ત્રણ થઈ શકે :

## ૧. સ્વેચ્છા, ૨. પરેચ્છા, ૩. અનિચ્છા

**૨૬. (૧) સ્વેચ્છાકૃત- ફળભોગ :**

કોઈ ફળભોગને માટે, કોઈ કર્મ તમારી પોતાની ઈચ્છાથી બની જાય તે 'સ્વેચ્છાકૃત-ફળભોગ' કહેવાય. જેમ કે આગમાં હાથ નાખવાની ઈચ્છા થવાથી હાથ અગ્નિમાં નાખવો અને તેનાથી દાઝવું તે સ્વેચ્છાકૃત- ફળભોગ કહેવાય.

**પરેચ્છાકૃત- ફળભોગ :**

કોઈ પ્રારબ્ધ ફળભોગ 'પરેચ્છાકૃત' બીજાંની ઈચ્છાથી થાય છે. દાખલા તરીકે માણસને આપણું સારું અગર બૂરું કરવાની ઈચ્છા થાય અને તે ઈચ્છાને વશ થઈને તે આપણું સારું અગર બૂરું કરે અને તેનું આપણને સારું અગર બૂરું ફળ ભોગવવું પડે. મારા ઘરમાં આગ લાગવાની છે તેવું મારું પ્રારબ્ધ બંધાયેલું છે. અને કોઈ માણસ મારા પરના દ્વેષભાવથી મારું ઘર સળગાવે અને તે રીતે બીજાની ઈચ્છાથી હું મારું પ્રારબ્ધ ભોગવું.

**અનિચ્છાકૃત-ફળભોગ :**

પ્રારબ્ધ તો ભોગવવું જ પડે. પરંતુ તે ફળ ભોગવવાની આપણી ઈચ્છા ન હોય છતાં અનિચ્છાએ પણ આપણે ફળ ભોગવવું જ પડે. દાખલા તરીકે અકસ્માત કોઈ ઝાડ અગર મકાન આપણી પર તૂટી પડે, અગર તો આપણે સલામત જગ્યાએ ફૂટપાથ ઉપર ઊભા હોઈએ છતાં મોટર ડ્રાઈવરની ભૂલથી અગર બ્રેક અકસ્માતે ફેલ થઈ જવાથી મોટર ફૂટપાથ પર ચઢી જાય અને આપણને ઘાયલ કરી નાંખે.
આ પ્રમાણે પ્રારબ્ધ ભોગવવામાં પરતંત્ર હોવા છતાં સ્વેચ્છાકૃત તથા પરેચ્છાકૃત ફળ ભોગવતી વખતે આપણે કામનાઓ અને વાસનાઓ અગર રાગદ્વેષને વશ થઈને જે ક્રિયમાણ કર્મ કરીએ છીએ તે ફરી પાછાં સંચિતમાં જમાં થાય છે અને કાળે કરીને તે પાકીને પાછાં પ્રારબ્ધરૂપે આપણી સામે આવીને ઊભાં રહે છે.

## બુદ્ધિ : કર્માનુસારિણિ :

પ્રારબ્ધ ભોગવવામાં જીવ પરતંત્ર છે માટે તેની બુદ્ધિ પ્રારબ્ધ-કર્મને અનુસરે છે. જે પ્રકારનું પ્રારબ્ધ ભોગવવાનું હોય તે પ્રમાણેની બુદ્ધિ સૂઝે છે. બુદ્ધિ પ્રારબ્ધકર્મ ભોગવવા પ્રેરણા કરે છે. ગમે તેવો બુદ્ધિશાળી માણસ હોય તોપણ પ્રારબ્ધ ભોગવવામાં અવળી બુદ્ધિ વાપરતો દેખાય છે.

આપણને નવાઈ લાગે કે આટલો બધો બુદ્ધિશાળી માણસ કોઈથી ઠગાય નહિ અને કોની ચુંગાલમાં આવે નહિ ને આમાં કેમ ફસાયો ? પણ તેનું પ્રારબ્ધ કર્મ તેને એવી બુદ્ધિ સુઝાડે કે ઓછી બુદ્ધિવાળો માણસ પણ જે ભૂલ ન કરે તેવી બાબતમાં આવો મહાન બુદ્ધિશાળી માણસ પણ ફસાય. કારણ કે પ્રારબ્ધ કર્મ તેને ફળ ભોગવવા માટે એવા પ્રકારની બુદ્ધિ સુઝાડે.

એક ઉંદર આખી રાત અંધારામાં એક ખૂણામાં પડેલો કરંડિયો કોતરવાની જહેમત ઉઠાવે છે. તે એવી કામના અગર વાસનાથી કરંડિયાને કોતરે છે કે તેમાંથી તેને સફરજન, કેરી, નારંગી, મોસંબી, મીઠાઈ વગેરેની પ્રાપ્તિ થશે. પરંતુ કરંડિયામાં જ્યારે તે મોટું બાકોરું પાડે ત્યારે તેમાંથી રાત દિવસનો ભૂખ્યો એક મોટો સાપ નીકળે અને ઉંદરને ખાઈ જાય છે. ઉંદરની કુશાગ્ર બુદ્ધિ અને કરંડિયો કોતરવાની તેની આવડત તેના મોતનું કારણ બને છે, કારણ કે પ્રારબ્ધમાં તે પ્રમાણેનું મોત નિર્માણ થયેલું છે અને ભૂખ્યા સાપને આ પ્રમાણે ખોરાક પ્રાપ્ત થવાનું પ્રારબ્ધ નિર્માણ થયેલું છે જે તેને વિના પ્રયાસે મળી જાય છે.

એક મંકોડાનું પ્રારબ્ધ મોટર તળે ચગદાઈ મરી જવાનું નિર્માણ થયેલું હોય તો તે મંકોડો જયારે સડક ઉપરથી પસાર થતો હોય અને મોટર સામેથી આવતી દેખે કે તુરત જ તે પોતાનો બચાવ કરવાની પ્રબળ ઈચ્છાથી ધસમસતો દોડતો મોટરના પૈડાં તરફ જ દોટ મૂકે અને ચગદાઈ જાય. બચવાની ઈચ્છાથી કરેલાં પુરુષાર્થ- તેના પ્રારબ્ધ અનુસાર તેની બુદ્ધિ- તેને મોટરનાં પૈડાં તરફ જ દોટ મુકાવે. પ્રારબ્ધ પ્રમાણે જે તેને બુદ્ધિ સૂઝે અને જાણીજોઈને પુરુષાર્થ કરીને પણ મોટરનાં પૈડાં તળે ચગદાઈ જવાનું પ્રારબ્ધ ભોગવે, કાંઈ પણ પુરુષાર્થ ના કરે અને જયાં છે ત્યાંનો ત્યાં જ ઉભો રહે તો બચી જાય પરંતુ તેનું પ્રારબ્ધ ભોગવવા માટે તેની બુદ્ધિ તેને પૈડાં તરફ દોટ મૂકવાની જ પ્રેરણા કરે, પ્રારબ્ધ ભોગવવામાં બુદ્ધિ કર્મને અનુસરે છે. જેવું કર્મ તેવી બુદ્ધિ સૂઝે.

**તુલસી જૈસી ભવિતવ્યતા, તૈસી મિલહી સહાય ।**
**આપુનુ આવહિં તાહી પાહીં, તાહિ તહાં લઈ જાઈ ॥**

જે બનવાકાળ હોય ત્યાં તમારું કર્મ કાં તો તમને ઘસડતાં ઘસડતાં લઈ જાય અગર તો તે ઘસડાતું ઘસડાતું તમારી પાસે આવે અને ગમે તેમ કરીને તમને પ્રારબ્ધફળ ભોગવાવે ત્યારે જ છાલ છોડે.

પ્રારબ્ધ ભોગવવામાં ભલભલા જ્ઞાની અને મહાન બુદ્ધિશાળીની બુદ્ધિ પણ અવળી ફરી જાય છે. પુરાણો અને શાસ્ત્રો તેની સાક્ષી પૂરે છે કે

**અસંભવમ્ હેંમમૃગસ્ય જન્મ, તથાપિ રામો લુલુભે મૃગાય ।**
**પ્રાય : સમાપન્નં વિપત્તિકાલે, ધિયોડપિ પુંસામ્ મલિનાભવન્તિ ॥**

સોનાનો મૃગ હોવો અસંભવિત હોવા છતાં રામ જેવા રામ પણ તેમાં લોભાયા કારણ કે આગળ કોઈ મહાન પ્રારબ્ધ નિર્માણ થયેલું છે. એટલે તે ભોગવવા માટે મહા બુદ્ધિશાળી માણસની પણ બુદ્ધિ પ્રારબ્ધ તરફ દોરાય છે.

**ન નિર્મિત : દૃષ્ટપૂર્વ, ન શ્રૂયતે હેમમય : કુડ્ગઃ ।**
**તથાપિ તૃષ્ણા રઘુનન્દનસ્ય, વિનાશકાલે વિપરીત બુદ્ધિ : ॥**

સોનાનો મૃગ બ્રહ્માની સૃષ્ટિમાં કોઈ જગ્યાએ નિર્માણ થયેલો કોઈએ જોયો પણ નથી અને સાંભળ્યો પણ નથી. છતાં તેમાં ભગવાન રામને તૃષ્ણા જાગી, કારણ કે મારીચ, રાવણ અને તમામ રાક્ષસકુળના વિનાશ માટે ભગવાન રામને આવી બુદ્ધિ સૂઝી.

**કેવો હતો રાવણ તત્ત્વવેત્તા, નવે ગ્રહો નિકટમાં રહેતા,**
**હરી સીતા કષ્ટ લહ્યું કુબુદ્ધિ, વિનાશકાળે વિપરીત બુદ્ધિ.**

રાવણ મહાન જ્ઞાની હતો, તમામ વેદોમાં પારંગત હતો. ભગવાન શંકરનો પરમ ભક્ત હતો. પુલસ્ત્ય કુળનો પવિત્ર બ્રાહ્મણ હતો. મહાશક્તિશાળી હતો. નવે ગ્રહો તેની તહેનાતમાં રહેતા હતા. પવનદેવ તેના મહેલાં પૂંજો કાઢતા હતા. વરુણદેવ તેના મહેલમાં પાણી ભરતા હતા. આવો જ્ઞાની અને શક્તિશાળી રાજા હોવા છતાં તેની બુદ્ધિ વિપરીત થઈ ગઈ. પ્રારબ્ધવશ તેની બુદ્ધિ સીતાના હરણમાં વપરાઈ ગઈ.

**કેવા હતા કૌરવ કાળજ્ઞાની, (પણ) કુસંપમાં પાછી કરી ન પાની,**

## કપાઈ મુવા દ્વેષ સહિત ક્રોધી, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

કૌરવો મૂર્ખ નહોતા. ગુરુ દ્રોણના શિષ્ય હતા. યુધિષ્ઠિર અર્જુનની સાથે ભણતા હતા. ધર્મ એટલે શું અને અધર્મ એટલે શું ? તેનું તેમને ભાન હતું. ખુદ દુર્યોધને મહાભારતમાં કબૂલ કરેલું છે કે -

**જાનામિ ધર્મ ન ચ મે પ્રવૃત્તિ : જાનામિ અધર્મમ્ ન ચ મે નિવૃત્તિ : ।**
**કેનાપિ દેવેન હ્યદિ સ્થિતેન, તથા નિયુક્તોડસ્મિ તથા કરોમિ ।।**

ધર્મ અને અધર્મનું ભાન હોવા છતાં અંતઃકરણમાં પડેલી કામનાઓ અને વાસનાઓ પ્રારબ્ધ ભોગવવામાં બુદ્ધિ અવળી ફેરવી નાખે છે.

### કર્મ બુદ્ધયાનુસારિણમ્ :

તેથી ઊલટું, ક્રિયમાણ કર્મ કરવામાં જીવ સ્વતંત્ર હોવાથી તેનું તેવું ક્રિયમાણ કર્મ તેની શુદ્ધ અગર અશુદ્ધ બુદ્ધિને અનુસરે, જેટલી બુદ્ધિ સુધ્ધ અને સાત્વિક તેટલું નવું ક્રિયમાણ કર્મ શુદ્ધ અને સાત્વિક બને છે. ભગવદ્ ગીતામાં તેને 'વ્યાવસાયાત્મિકા' બુદ્ધિ કહે છે.

નવાં ક્રિયમાણ કર્મમાં બુદ્ધિ પર માણસોનો કાબૂ રહે છે, અને તેમાં વ્યવસાયાત્મિકા બુદ્ધિનો જેટલો ઉપયોગ કરે તેટલું તે સારું કામ કરી શકે છે. પરંતુ જન્મ-જન્માન્તરની કામનાઓ અને વાસનાઓના લપરડા જેના અંતઃકરણના પટ ઉપર પડેલ છે તે જીવ કામનાઓ અને વાસનાઓને વશ થઈ જાય છે અને તેની બુદ્ધિ તેને નવાં ખોટાં ક્રિયમાણ કર્મ કરાવે છે, જે ભવિષ્યમાં પ્રારબ્ધ થઈને તેની સામાં આવે છે. આ માણસ પોતાની કામનાઓ અને વાસનાઓ ઉપર જો બરાબર કાબૂ રાખે (જે તેના હાથની વાત છે અને તે કાબૂ રાખવામાં તેને પરમાત્માએ સ્વતંત્રતા આપેલી છે.) તો તેની બુદ્ધિ વ્યાવસાયાત્મિકા એટલે વિશુદ્ધ અને સાત્વિક બને અને તે કુકર્મ કરતાં તેને અટકાવે અને ધર્મ, ન્યાય, નીતિથી વર્તવામાં મદદ કરે.

ઉપર પ્રમાણે પ્રારબ્ધ ભોગવવામાં "બુદ્ધિ : કર્માનુસારિણિ"- બુદ્ધિ કર્મને અનુસરે છે, જયારે ક્રિયમાણ કર્મ કરવામાં 'કર્મ બુદ્ધયાનુસારિણમ્'- બુદ્ધિને અનુસરે છે. પ્રારબ્ધ ભોગવવામાં કર્મ તેવી બુદ્ધિ થાય અને પ્રારબ્ધ ક્રિયમાણ કર્મમાં જેવી બુદ્ધિ તેવું કર્મ થાય. પ્રારબ્ધ ભોગવવામાં બુદ્ધિ પૂર્વકૃત કર્મના કહ્યામાં રહીને વર્તે છે. જયારે નવાં ક્રિયમાણ કર્મમાં કર્મ બુદ્ધિના કહ્યામાં રહીને બને છે.

**૨૬. (૨) ગ્રહો- નક્ષત્રો પ્રારબ્ધ ભોગવવામાં શી મદદ કરે ?**

માણસનું જેવું પ્રારબ્ધ નિર્માણ થયું હોય તે પ્રકારનાં ગ્રહો અને નક્ષત્રો તેના જન્મ વખતે ગોઠવાયેલાં હોય છે અને તેના જીવનકાળ દરમિયાન શુભ અથવા અશુભ પ્રારબ્ધ ભોગવવા પ્રમાણેની ગ્રહો અને નક્ષત્રોની ગતિ હોય છે. તેની ગણતરી કરીને માણસના જીવનકાળમાં કયો વખત સારો અથવા ખરાબ છે. તે સાચું જોનારા કદાચ જાણી શકે અને ખરાબ વખતમાં માણસ જાગ્રત રહીને અગાઉથી ચેતી જઈને તે સમય દરમિયાન શુભ કર્મોમાં વધારે પ્રવૃત્ત થાય. આમ જયોતિષશાસ્ત્ર જીવને કલ્યાણકારી પ્રવૃત્તિમાં જોડાવા માર્ગદર્શન આપે છે, આ પ્રમાણે જે માણસ કલ્યાણકારી પ્રવૃત્તિ કરતો હોય અને ગ્રહો- નક્ષત્રોથી બીવાની જરૂર નથી.

રાહુ, કેતુ, ગુરુ, મંગળ, બુધ વગેરે ગ્રહો એ ઘણા મોટા પવિત્ર અને નીતિવાન, પ્રામાણિક અમલદારો કર્મના કાયદાનો અમલ (Implement) કરવા માટે નિમાયેલા છે, જે કર્મના કાયદાની મર્યાદામાં રહીને જીવને શુભ- અશુભ પ્રારબ્ધ

ભોગવાવે છે. પરંતુ તેમાંથી છટકવા દેતા નથી. આ ઉચ્ચ કક્ષાના પવિત્ર પ્રામાણિક અમલદારો દુનિયાના બીજા કેટલાક અમલદારો જેવા લાલચુ કે લાંચિયા નથી. આખી જિંદગી મંગળવારે તમો એક ટાઈમ જમો અને શુક્રવારે નર્યા ચણા ખાઈને રહો કે શનિવારે અડદ ખાઈને રહો તોપણ પ્રારબ્ધ ભોગવવું પડે. આવાં વ્રત ઉપવાસ કરવાથી તે વખતે જીવ પાપકર્મ કરતાં અટકે એટલો તેને ફાયદો થાય. પરંતુ આ ગ્રહો- નક્ષત્રો જીવને પ્રારબ્ધમાંથી સંપૂર્ણ મુક્તિ આપી શકે નહિ.

તમે ચોરી કરો તો તમને પોલીસ પકડી જાય. તમારે પોલીસવાળા સાથે ઓળખાણ હોય તો બે બીડીઓ પીવા આપે અગર તો તમને બે ડંડા ઓછા મારે એટલું જ. પરંતુ પોલીસવાળો તમને છોડી મૂકી શકે નહિ- કદાચ જો તે તમને લાંચ લઈને અગર ઓળખાણના દાવે છોડી મૂકે તો તે પોલીસવાળો જાતે જ નોકરીમાંથી બરતરફ થઈ જાય.

ગ્રહો- નક્ષત્રો પણ મોટા પ્રામાણિક અમલદારો છે. તેમની ઉપાસના કરો તો તમને પ્રારબ્ધ ભોગવવામાં થોડી માનસિક શાંતિ આપી શકે, પરંતુ તમને પ્રારબ્ધમાંથી સંપૂર્ણ રીતે મુક્ત કરી શકે નહિ. તેમની ઉપાસના કરતાં તમે સાત્ત્વિક વૃત્તિ કેળવો તો પ્રારબ્ધ જલદ બની શકે નહિ. તેમની ઉપાસના કરતાં તમે સાત્ત્વિક વૃત્તિ કેળવો તો પ્રારબ્ધ જલદ બની શકે નહિ એટલો જ ફાયદો થાય. તમે ભાડૂતી બ્રાહ્મણને બોલાવીને અને તમે પગાર નક્કી કરીને તેની પાસે તમારા વતી કોઈ ગ્રહના જપ કરાવો અને તમે તમારી મેળે જે તે પાપકર્મ કરતા રહો તો આ ગ્રહો જરા પણ પ્રારબ્ધ ભોગવવામાં અનુકૂળતા કરી આપે નહિ. ગ્રહોની આવી ખોટી સિફારસ- કે લાગવગ કરવાનો અગર તમને લાંચ આપવાનો વિચાર- કદાપિ કરવો નહિ.

તમે હનુમાનજીની પ્રાર્થના કરો કે હે હનુમાન દાદા ! જો તમે મને સો ડબા તેલના ડાબે હાથે અપાવશો તો હું તેમાંથી એક તેલનો ડબો તમારે માથે ભગભગાવીશ. તો હનુમાનજી એમ જ કહે કે હું એવો કાકો મટીને ભત્રીજો થવા માંગતો નથી. માટે આવી બાધા રાખી ખોટા ફસાવું નહિ.

જે માણસ સીધી રીતે રસ્તા ઉપર ચાલતો હોય તેને ખરાબમાં ખરાબ પોલીસવાળો પણ સતાવી શકતો નથી. પણ જે માણસ રસ્તા ઉપર ચોરી કરવા નીકળ્યો હશે, તે તો પોલીસથી ડરતો જ રહેશે અને ચોરી કરશે તો પોલીસ તેને પકડ્યા વિના છોડશે નહિ.

અમદાવાદથી મુંબઈની ટિકિટ લઈને તમે ગાડીમાં બેઠા હશો તો તમે આખી રાત સૂતાં સૂતાં સુખેથી મુંબઈ પહોંચી જશો, પરંતુ જો ટિકિટ લીધા વગર બેઠાં હશો તો જેટલી વખત સ્ટેશન આવશે અને ડબામાં જે કોઈ પણ માણસ ચઢશે તેમાં તમને ટી.ટી. જ દેખાશે. તમે અભય પ્રાપ્ત કરી શકશો નહિ. માટે જે કંઈ પ્રારબ્ધ સામું આવે તેને પ્રેમપૂર્વક સ્વીકારી લેવું. કારણ કે તે તમે જ કરેલા ક્રિયમાણનું પરિણામ છે અને તે તમારે નેકદિલીથી ભોગવી લેવું જોઈએ. તેમાંથી છટકવા આડોઅવળો પ્રયત્ન કરવો નહિ. શુભ કર્મમાં પ્રવૃત્ત રહેનારને પ્રારબ્ધ ભોગવવા માટે આત્મબળ પ્રાપ્ત થાય છે જ.

## ૨૭. નામસ્મરણ-રામનામો જપ પ્રારબ્ધ ભોગવવામાં શી મદદ કરે ?

ઈષ્ટદેવનું સ્મરણ- જપ જીવને પ્રારબ્ધ ભોગવવામાં ઘણી જ મદદ કરે છે, તેમ શાસ્ત્રો અને સંતો કહે છે. રામનામ તો સંચારચક્રમાં ફસાયેલા જીવને ભવસાગરથી મુક્તિ અપાવે છે તેવું સંતો કહે છે. નામજપ તો રામબાણ ઔષધ છે. જેનાથી જીવનો મોટામાં મોટો રોગ જેને "ભવરોગ" કહે છે તે મટી જાય છે. આ વાત સાચી છે. પરંતુ નામ-જપ તો રામબાણ દવા છે તે આયુર્વેદિક દવા જેવી છે. એલોપેથિક દવા કરતા હો તો તેમાં ચરી- પથ્ય પાળવાનું હોતું નથી. તમે તમારે ઈન્જેક્શન લીધા કરો, ગોળીઓ ખાધા કરો અનેસાથે તેલ, મરચું, આંબલી પણ ખાધા કરો. એલોપેથિકમાં ચરી પાળવાનો આગ્રહ હોતો નથી, પરંતુ આયુર્વેદિક દવામાં બહુ જ કડક ચરી પાળવી પડે અને ચરી પાળવામાં જરા પણ

ચૂક થઈ જાય તો તે દવા ફૂટી નીકળે અને દર્દીને ઊલટી અવક્રિયા કરે. એલોપેથિક દવા દર્દને દબાવે અને તાત્કાલિક રાહત આપે. પરંતુ રોગને જડમૂળમાંથી ઉખાડી શકે નહિ, જ્યારે આયુર્વેદિક દવા કડક ચરી પળાવે અને ધીમે ધીમે પણ રોગને જડમૂળમાંથી કાઢે.

રામનામ પણ આવું અમોઘ રામબાણ આયુર્વેદિક ઔષધ જેવું છે. જીવને જે ભવરોગ લાગુ પડ્યો છે તેનો તે જડમૂળમાંથી જ નાશ કરે અને જીવને ફરીથી પ્રારબ્ધ ભોગવવા જન્મમરણનાં ચક્કરમાં પડવા ન દે તેનો મોક્ષ જ કરાવે. પરંતુ તે ઔષધ વાપરવામાં કડક ચરી પાળવી પડે. એક ભક્ત કવિએ આવી ચરીઓની યાદી આપી છે. તે નીચે પ્રમાણે વાંચી જાઓ :

**હરિનું નામ રસાયણ સેવે, પણ જો પથ્ય પળાય નહિ,**
**તો નામરટણનું ફળ નવ પામે, ને ભવરોગ ટળાય નહિ.**

(૧) પહેલું પથ્ય અસત્ય ન વદવું.
(૨) નિંદા કોઈની થાય નહિ.
(૩) નિજ નવ વખાણ કરવાં નહિ સુણવાં.
(૪) વ્યસન કશુંય કરાય નહિ.
(૫) પરધનને પથ્થર સમ લેખી કદી તે ખવાય નહિ.
(૬) પરસ્ત્રીને માતા સમ લેખી કદી કુદૃષ્ટિ કરાય નહિ.
(૭) કર્યું કરું છું ભજન આટલું જ્યાં ત્યાં વાત ધરાય નહિ.
(૮) હું મોટો મુજને સહુ પૂજે એ અભિમાન ધરાય નહિ.

આ ભક્ત કવિએ તો ચરીઓની મોટી યાદી આપેલી છે. તેમાંથી થોડીક ચરીઓ ઉપર જણાવી છે તે તમામ અગર તે પૈકીની એક પણ ચરી જો માણસ ચુસ્તપણે પાળે તો તે માણસને નામજપની રામબાણ દવા લાગુ પડે છે અને પ્રારબ્ધ ભોગવવામાં ઘણી રાહત મળે. પરંતુ મારો અને તમારો અનુભવ છે કે આમાંની એક પણ ચરી આપણે ચુસ્તપણે પાળી શકતા નથી, તેથી આપણને પ્રારબ્ધ ભોગવવામાં રાહત મળતી નથી.

ઉપર્યુક્ત ચરી પાળનારા જીવો જગતમાં કરોડે કોક જ હશે. જો ઉપરની ચરીઓ ના પાળીએ તો આખી જિંદગી રામનામ લીધા કરીએ અગર લખ્યા કરીએ તો તે બધુ નિરર્થક છે, ઊલટાનું તેનાથી માણસમાં Hypocrisy અગર મિથ્યાચાર આવી જાય છે અને તે તેને નુકસાન કરે છે. માત્ર રામનામ લેવાથી જ જો જીવનો ઉદ્ધાર થતો હોય તો રામનામવાળી ટેપરેકર્ડ અથવા ગ્રામોફોન રેકર્ડનો જ પહેલો ઉદ્ધાર થઈ જાય. ઘણા માણસો આખી જિંદગી રામનામ લીધા કરે છે અને વ્યવહારમાં તેની ઉપર મુજબની ચરી પાળતા નથી, તેમનો કદાપિ ઉદ્ધાર થતો નથી અને થવાનો પણ નથી.

અખો ભક્ત સાચું કહે છે કે

**તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં,**
**કથા સુણી સુણી ફૂટ્યા કાન, તો ય ન આવ્યું બ્રહ્મજ્ઞાન.**
**એક મૂરખને એવી ટેવ, પથ્થર એટલા પૂજે દેવ,**
**તુલસી દેખી તોડે પાન, પાણી દેખી કરે સ્નાન.**

તોય તેનો ભવરોગ મટે નહિ, કારણ કે તેને ઉપર્યુક્ત ચરીઓ પાળવી જ નથી. માણસ જો પહેલેથી ઉપર્યુક્ત ચરીઓ પાળે તો તેને રોગ થાય જ નહિ, એટલે દવાની તેને જરૂર જ ના રહે. અને ચરી ના પાળે તો તો પછી દવા લેવાની કોઈ જરૂર જ નથી, કારણ કે દવા તેને ગુણ કરવાની જ નથી. ઉપર્યુક્ત ચરીઓ જો બરાબર પાળે તો રામનામ લો કે ના લો બંને સરખું જ છે. કૂતરાં, બિલાડાં, ઘોડાં, ગધેડાં, પશુ-પક્ષી, કીડા, મંકોડા વગેરે રામનામ નથી લેતાં, પણ દરેક જીવ ઉપર ભગવાનની તો સરખી જ કૃપા રહે છે.

ભક્ત કવિ આગળ એક બીજી જબરદસ્ત ચરી બતાવે છે. તે ચરી આ પ્રમાણે છે :

**હું હરિનો, હરિ છે મમ રક્ષક, એહ ભરોસો જાય નહિ,**
**જે હરિ કરશે તે મમ હિતનું, એ નિશ્ચય બદલાય નહિ.**

### ૨૮. ભગવાન પ્રારબ્ધ ભોગવવામાં શી મદદ કરે ?

આપણે ઉપર જોઈ ગયા તેમ ક્રિયમાણ કર્મને નિયંત્રિત કરવામાં જેમ નિષ્કામ કર્મયોગ મદદ કરે છે તેમ પ્રારબ્ધ કર્મને નિયંત્રિત કરવામાં ભક્તિયોગ મદદ કરે છે. ભગવાનની ભક્તિ કરવાથી પ્રારબ્ધ ભોગવવામાં ઘણી જ રાહત થાય છે તે હકીકત છે. શાસ્ત્રો અને સંતો તેની સાક્ષી પૂરે છે. પરંતુ ભગવાનની ભક્તિ એટલે શું ? તે સ્પષ્ટ સમજી લેવું જોઈએ.

ભગવાનની ભક્તિ એટલે ભગવાનનું કહ્યું કરવું તે. હું મારા બાપની ભક્તિ કરું, તેમનું નામ લીધા કરું, તેમના ગુણ ગાયા કરું, પરંતુ તેમનું કહ્યું ના કરું, તે મને ભણવા બેસવાનું કહે તો ભણવા ના બેસું, તે મને તોફાન ના કરવાનું કહે તોપણ તોફાન કર્યા જ કરું, તો મેં મારા બાપની ભક્તિ કરી ગણાય જ નહિ, ઊલટું, મારા ઊંધા કર્મથી હું તેને ઉદ્વેગ કરાવું તેવું થાય.

ધર્મથી ભગવાનની આજ્ઞા પ્રમાણે ચાલે નહિ, અને ભગવાનની ભક્તિ એટલે માત્ર તેનું નામ લેવું, ગુણ ગાવા, ટીલાં-ટપકાં કરવાં કે મંદિરમાં દર્શન કરવા જવું વગેરે એટલું જ સમજે તો તે ભક્તિ ગણાય જ નહિ. માત્ર આખી રાત કાંસી-જોડાં કૂટવાથી ભગત થવાતું નથી. ભગવાને ભક્તનાં લક્ષણો ભગવદ્ ગીતાના બારમાં અધ્યાયમાં છેલ્લા શ્લોકોમાં ગણાવ્યા છે. તેમાં ભગવાને એવું નથી કહ્યું કે જે ચાર ફૂટની ચોટલી રાખશે, અગર તો દોઢ ફૂટની દાઢી રાખશે, અગર લૂંગી કે જનોઈ પહેરશે તે જ મારો ભક્ત ગણાશે. ભક્તનાં લક્ષણો ભગવાને સ્વમુખે ગીતામાં નીચે પ્રમાણે ગણાવ્યાં છે -

**અદ્વેષ્ટા સર્વભૂતાનાં મૈત્ર : કરુણ એવ ચ ।**
**નિર્મમો નિરહંકાર - સમદુઃખ સુખઃ ક્ષમી ॥ (૧૩)**
**સંતુષ્ટ : સતતં યોગી યતાત્મા દૃઢનિશ્ચય : ।**
**મયિ અર્પિત મનોબુદ્ધિર્યો મદ્ભક્ત : સ મે પ્રિય : ॥(૧૪)**
(ગી. ૧૨/૧૩- ૧૪)

વગેરે આગળ ભક્તનાં લક્ષણો ભગવાને ગણાવ્યાં છે, અને એવાં લક્ષણોવાળો માણસ મારો ભક્ત કહેવાશે અને તે મને પ્રિય થશે. આમાંનું એક પણ લક્ષણ આપણામાં ન હોય તો આપણે આપણી જાતને ભક્તમાં ગણાવી શકીએ જ નહિ અને ભગવાનને વહાલા થઈ શકીએ જ નહિ.

હું એમ જાહેર કરું કે હું બિરલા શેઠનો છોકરો છું તો તેથી કરીને બિરલા શેઠની મિલકતોમાંથી મને ભાગ મળે નહિ. પરંતુ ખુદ બિરલા શેઠ ઊઠીને એમ જાહેર કરે કે હું તેમનો દીકરો છું. તો જ મને બિરલા શેઠની મિલકતમાંથી ભાગ મળે. એમ ખુદ ભગવાન ઊઠીને એમ કહે કે -

## યો મદ્ભક્ત : સ મે પ્રિય :

હું ભગવાને કહેલાં લક્ષણો ધરાવતો હોઉં તો જ હું તેમનો ભક્ત ગણાઉં અને નરસિંહ, મીરાંના માફક મને પણ પ્રારબ્ધ ભોગવવામાં ભગવાન મદદ કરે.

તેમ છતાં, ભગવાન તો જગતના પિતા છે, અને તેમની તો સારા અગર ખરાબ, ભક્ત અગર અભક્ત એમ તમામ જીવ પ્રત્યે અનુકંપા, દયા તો છે જ, કારણ કે તે તો દયાના સાગર છે.

હું મારા બાપનું કહ્યું ના કરતો હોઉં તોપણ અને તેમના ના કહેવા છતાં તેમની ઉપરવટ થઈને હું ઓટલા ઉપર ચઢીને ભૂસકા મારતો હોઉં અને તેમ કરવા જતાં કોઈ વખત મારો ટાંટિયો ભાંગી જાય તોપણ મારા બાપા મારી ઉપર દયા કરીને મને હાડવૈદ્યનો ત્યાં લઈ જાય, ત્યાં જવાનું રિક્ષાભાડું તે ખર્ચે, હાડવૈદ્યની ફી પણ તે આપે, ઘેર લાવીને મને સુંવાળી પથારીમાં સુવાડે, મને પગે તે શકે કરે, દવા પણ પાય, મોસંબી વગેરેનો ખર્ચ કરીને મને ખવડાવે અને ઉદ્વેગ ના થાય તેવાં વચન બોલે, પરંતુ હું તેમની પાસે એવી ગેરવાજબી માગણી કરું કે બાપા મને પગમાં લપકારા મારે છે, સણકા મારે છે, તે તમે લઈ લો. તો મારા બાપા તે પગનું દર્દ ના લઈ શકે, તે દર્દ તો મારે જાતે જ ભોગવવું પડે.

બરાબર એ જ રીતે માણસ ભગવાનની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરીને કુકર્મ કરે તો તે પાકીને પ્રારબ્ધરૂપે સામું આવે, તે પ્રારબ્ધ તો તેને જાતે જ ભોગવવું પડે. તેના કર્મના કાયદાના અમલમાં જગતપિતા હસ્તક્ષેપ ના કરે. ખુદ ભગવાન રામ પરાત્પર બ્રહ્મ હોવા છતાં જ્યારે તે નિર્ગુણ- નિરાકાર સ્વરૂપ છોડીને સગુણ સાકાર સ્વરૂપે જગતમાં પધાર્યા ત્યારે તેમણે પણ કર્મના કાયદાની મર્યાદા જાળવી છે અને તે પ્રમાણે વર્ત્યા છે. શ્રી ભગવાન રામ પોતે કહે છે કે-

**યત્ ચિન્તિતં તદીહ દૂરતરં પ્રયાતિ યત્ ચેતસા ન કલિતં તદીહાભ્યુપૈતિ ।**
**પ્રાતર્ભવામિ વસુધાધિપ ચક્રવર્તિ સોડહં વ્રજામિ વિપિને જટલિસ્તપસ્વિ ॥**

હું જે દવિસે ચક્રવર્તી રાજા થવાનો હતો અને ગાદીએ બેસવાનો હતો, તે જ દિવસે સવારે મારા કર્મના કાયદાને માન આપીને જટાધારી તપસ્વીના વેશમાં વનમાં જવું પડ્યું છે. ભગવાન રામ પોતાના પિતા દશરથનું તેમના પુત્રના વિયોગે મૃત્યું થવાનું પ્રારબ્ધ ભોગવવામાં મદદ કરી શક્યા નહિ અને તેમને ઓછામાં ઓછા ચૌદ વરસનું પણ extenstion- પુનર્જીવન આપી શક્યા નહિ. જે રામના ચરણરજના સ્પર્શ માત્રાથી શલ્યાની અહલ્યા થઈ શકે, પથ્થરને પણ જે જીવતદાન આપી શકે તે ભગવાન ખુદ પોતે પોતાના પિતાને જીવતદાન આપી શક્યા નહિ, કારણ કે અહલ્યાનાં પાપ પૂરાં થઈ ગયાં હતાં અને તેનું પ્રારબ્ધ જીવતદાન આપવા તૈયાર થઈ ગયું હતું. જ્યારે રાજા દશરથે શ્રવણનો વેધ કરેલો તે પાપ પ્રારબ્ધ બનીને રાજા દશરથને ફલ આપવા સામે ઊભું હતું. તેમાં ખુદ ભગવાન પણ હસ્તક્ષેપ કરે નહિ એટલે તો ભગવાને ગીતામાં સ્પષ્ટતા કરી કે-

**ન કર્તૃત્વ ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુ : ।**
**ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે ॥**
**નાદત્તે કસ્યચિત્પાપં ન ચૈવ સુકૃતં વિભુ : ।**
**અજ્ઞાનેનાવૃતં જ્ઞાનં તેન મુહ્યન્તિ જન્તવ : ॥**(ગી. ૫/ ૧૪- ૧૫)

ગવર્નરે કાયદો કર્યો હોય કે વાહન ડાબી બાજુએ હાંકવું પછી ખુદ ગવર્નર જો જમણી બાજુએ તેમની મોટર હંકારે તો નાનામાં નાનો પોલીસવાળો તેમની મોટરને રોકી શકે અને તેમાં ગવર્નરનું કાંઈ ચાલે નહિ. ભગવાને કરેલાં કર્મનો

કાયદો તેનું ચુસ્તપણે પાલન થાય તેમ ભગવાન ઈચ્છે તો માણસોએ તેમની આજ્ઞા પ્રમાણે ભક્તિયોગ દ્વારા પોતાનાં પ્રારબ્ધકર્મને ભોગવી લેવાં.

## ૨૯. ભગવાન પાસે આપણે શું માંગીએ છીએ ?

ભગવાન પાસે આપણને માગતાં પણ આવડતું નથી. આપણે ભગવાન પાસે એવી માગણી કરીએ છીએ કે મેં પાપકર્મ કરેલાં છે તેનાં ફળસ્વરૂપે મારી સામે દુઃખ આપવા પ્રારબ્ધ ખડું થયું છે તે ફળ મારે ભોગવવું ના પડે તેવું કરો. આવી ગેરવાજબી માગણી ભગવાન સ્વીકારે નહિ. પ્રારબ્ધ ભોગવવામાં ભગવાનની સિફારસ કે લાગવગનો ઉપયોગ ના કરાય. જગતમાં જે મહાન ભગવદ્‌ભક્તો થઈ ગયા છે, તેમણે તેમના પ્રારબ્ધમાં આવેલા દુઃખ પ્રેમપૂર્વક ભોગવી લીધાં છે. તેથી દુનિયાની દૃષ્ટિએ ભક્તો દુઃખી થતા જણાયા છે. કુંતા માતા શ્રીકૃષ્ણની ફોઈ થતાં હતાં. તેમણે ઘણાં કષ્ટ સહન કર્યા છે. છતાં તેમણે ભગવાન પાસે એવી માગણી કરેલી છે કે-

**વિપદ : સન્તુ ન : શાશ્વત ।**

અમોને સદાકાળ દુઃખ પડો. આપણે કોઈ દિવસ આવી માગણી કરતાં નથી. નરસિંહ મહેતાએ ભગવાન પાસે માગણી કરી કે મારું નખ્ખોદ જજો. નરસિંહ, મીરાં, કુંતાજી- આ બધા ભક્તો સંસારમાંથી દુઃખી થઈને ગયાં. નરસિંહ મહેતાનો દીકરો મરી ગયો અને દીકરી રાંડીને ઘેર આવી. બૈરું મરી ગયું, નાત બહાર મુકાયા. મીરાં પોતાના પતિથી અલગ થઈ ગયાં. પતિએ ઝેર પાયું. સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસ અસાધ્ય રોગથી પીડાયા, દેહના દંડ ભોગવી લીધા, પરંતુ આ ભક્તોએ પોતાની ભક્તિ વટાવી નથી. ભગવાન પાસે પ્રારબ્ધમાંથી છટકવા માગણી કરી નથી.

એક ચક્રવર્તી રાજાએ કંગાલ ગરીબ ભિખારીને રહ્યું કે તું મારી પાસે જે જોઈએ તે માગ. તું જે અને જેટલું માગીશ તે હું તને આપીશ. ત્યારે પેલા ભિખારીએ રાજા પાસે માગ્યું કે, મારું ભીખ માગવાનું ચપ્પણિયું ભાંગી ગયું છે તે નવું અપાવો. રાજાને આ સાંભળીને ઘણું જ દુઃખ થયું. ભિખારીને માગતાં ન આવડ્યું. અઢળક સંપત્તિ, ઈકોતેર પેઢી ચાલે તેટલું ધન માગ્યું હોત તોપણ રાજા આપત, પણ આ અક્કર્મી ભિખારીએ ભીખ માગવાનું નવું ચપ્પણિયું માગ્યું.

આપણે પણ ભગવાન પાસે આવી ક્ષુલ્લક માંગણીઓ કરીએ છીએ, તેથી ભગવાન નારાજ થાય છે. આપણે ભગવાન પાસે બહુ બહુ તો શું માંગીએ છીએ ! પાંચ પચ્ચીસ લાખ રૂપિયા માગીએ છીએ. પાંચ-પચ્ચીસ બંગલા-મોટરો માગીએ છીએ. પાંચ દીકરાઓ માગીએ છીએ. સુંદર સ્ત્રીઓ માગીએ છીએ. આ બધી માગણીઓ પેલા ભિખારીને ચપ્પણિયા જેવી છે.

કુંતાજીએ અને ભક્ત નરસિંહે માગ્યું તેવું માગતાં આપણને નથી આવડવાનું. પરમાત્માએ વગર માગ્યે આપણને મનુષ્યદેહ આપ્યો છે. જે મોક્ષનું દ્વાર છે, તેનો ઉપયોગ કેવી રીતે કરવો અને મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કરવો તે શાસ્ત્રો અને સંતો દ્વારા તેમણે સમજાવ્યું. પરંતુ આપણે પામર જીવો આપણો સ્વાર્થ સમજતા નથી. તેથી પ્રારબ્ધમાંથી છટકવાની ક્ષુલ્લક માગણી આપણે ભગવાન પાસે કરીએ છીએ, ત્યારે ભગવાન નારાજ થાય છે. આપણે ખરેખર અભાગિયા છીએ.

## ૩૦. સંચિત કર્મમાંથી કેવી રીતે છૂટવું ?

ઉપર જોઈ ગયા તેમ કર્મયોગ દ્વારા ક્રિયમાણ કર્મને નિયંત્રિત કરી શકાય અને છુટાય. ભક્તિયોગ દ્વારા પ્રારબ્ધકર્મ ભોગવીને છુટાય. પરંતુ સંચિત કર્મમાંથી કેવી રીતે છૂટવું તે ગંભીર સવાલ છે. કારણ કે ક્રિયમાણ કર્મ કરવામાં તો માણસ માત્ર સ્વતંત્ર છે અને તેને નિયંત્રિત કરવા તે તેના હાથની વાત છે. તે જો ધારે તો ચોક્કસ કરી શકે. પ્રારબ્ધકર્મ

પણ સામી છાતીએ આવીને ઊભાં છે. તેને તો જીવનકાળ દરમિયાન ભોગવીને ખતમ કરી શકાય. પરંતુ સંચિત કર્મ તો હજુ પાકીને ફળ આપવા તૈયાર થયાં જ નથી, તે સામે આવીને ખડાં થયાં નથી. વળી તે તો થઈ ગયેલાં ક્રિયમાણ કર્મો છે, એટલે તે પાછાં નથી થયાં કરી શકાતાં નથી.

એક વખત થૂંકેલું જેમ પાછું ગળી શકાતું નથી, એક વખત બોલાઈ ગયેલું વચન જેમ પાછું ખેંચી શકાતું નથી, એક વખત બંદૂકમાંથી ગોળી છૂટી તે જેમ બંદૂકમાં પાછી આવતી નથી, તેવી રીતે એક વખત ક્રિયમાણ કર્મ થઈ ગયું અને તે સંચિતમાં જમા પડ્યું છે, આ જીવનકાળ દરમિયાન પાકીને પ્રારબ્ધરૂપે સામે આવીને ખડું થયું નથી. તેને ભોગવીને પણ છુટાય નહિ. એટલે એવાં સંચિત કર્મો ભોગવવાં હવે પછી દેહ ધારણ કર્યા સિવાય છૂટકો થાય જ નહિ. આ સંચિત કર્મો એટલાં થોડાં નથી કે જે એક જન્મમાં ભોગવી લીએ તો છાલ છૂટે.

અનાદિકાળથી અનેક જન્મોમાં સંચિત કર્મ અસંખ્ય કરોડ હિમાલય જેવા ડુંગરા ભરાય તેટલા જીવની પાછળ પડ્યાં છે અને તે પાકતાં જાય છે તેમ તેમ પ્રારબ્ધરૂપે ભોગવતાં જોઈએ તો પણ અનંતકાલ સુધી અબજોના અબજો દેહ ધારણ કરીએ તોપણ તે ખૂટે તેમ નથી તો પછી આમાંથી છૂટવું કેવી રીતે ? કારણ કે આ સંચિત કર્મો અનંતકાલ સુધી જીવને જન્મ-મરણનાં ચક્કરમાં ફેરવ્યા જ કરે તેટલાં બધાં છે, અને તો પછી જીવનો મોક્ષ થવો બિલકુલ અસંભવિત બની જાય. જ્યાં સુધી દેહ ધારણ કરવો પડે ત્યાં સુધી મોક્ષ થયો ગણાય નહિ. વેદાંત છાતી ઠોકીને કહે છે કે આવી પરિસ્થિતિથી ગભરાવાની જરા પણ જરૂર નથી.

જો જીવ ધારે તો આ ચાલુ જીવનકાળ દરમિયાન જ તમામ સંચિત કર્મો ખતમ કરી શકે છે. પરંતુ તે ભોગવીને ખતમ કરી શકાય તેમ નથી. માટે તેને માટે એક જ ઉપાય છે કે સંચિત કર્મોના જે આટલા મોટા ડુંગરો ભરેલા છે તેમાં માત્ર એક જ દીવાસળી ચાંપી દેવાથી તે તમામ ભસ્મસાત્ થઈ જશે. આ ભયંકર ડુંગરોમાં અગ્નિ લગાડ્યા સિવાય બીજા કોઈ પણ ઉપાયો અને કોઈ કાળે આટલાં બધાં સંચિત કર્મો ખતમ થવાનાં નથી, અને તે અગ્નિ તે "જ્ઞાનાગ્નિ" છે. જેમ કર્મયોગ દ્વારા પ્રારબ્ધ કર્મોને પૂરેપૂરાં ભોગવી લેવાય તેમ જ્ઞાનયોગ દ્વારા અનાદિકાળથી અનેક જન્મ જન્માંતરનાં એકઠાં થયેલાં સંચિત કર્મોને ભસ્મસાત્ કરી શકાય. તેમ કરીને કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ દ્વારા જીવમાત્ર તમામ ક્રિયમાણ, પ્રારબ્ધ અને સંચિત કર્મોથી મુક્ત થઈને આ જ જીવનકાળને અંતે ચોકક્સ મોક્ષ પ્રાપ્ત કરી શકે. સંચિત કર્મોને જ્ઞાનાગ્નિથી બાળીને ભસ્મ કરવાનાં છે.

ભગવાને પણ ગીતામાં સ્પષ્ટ કહ્યું છે -

**યથૈધાંસિ સમિદ્ધોઽગ્નિ : ભસ્મસાત્ કુરુતેઽર્જુન ।**
**જ્ઞાનાગ્નિ : સર્વકર્માણિ, ભસ્મસાત્ કુરુતે તથા ॥ (ગી. ૪/૩૭)**

જેમ અગ્નિમાં નાખેલાં તમામ પ્રકારના જાડાં, પાતળાં, સૂકાં, લીલાં, લાંબાં, ટૂંકા, બધાં જ લાકડાં બળી જાય છે તેવી જ રીતે જ્ઞાનાગ્નિમાં નાખેલાં તમામ પ્રકારનાં અશુભ, શુભ, ક્રિયમાણ, પ્રારબ્ધ તથા તમામ સંચિત કર્મો બળીને ખાક થઈ જાય છે અને જીવ મોક્ષ પ્રાપ્ત કરે છે. એટલે કે જન્મ-મરણના બંધનમાંથી મુક્ત થાય છે.

### ૩૧. જ્ઞાનાગ્નિ કેવી રીતે પ્રગટ થાય ?

જીવ પોતાના અલગ સ્વરૂપને ભૂલી ગયો છે, જીવ બ્રહ્મનો જ અંશ છે. બ્રહ્મ સત્, ચિત્, આનંદસ્વરૂપ છે. માટે જીવ પણ સત્, ચિતુ, આનંદસ્વરૂપ જ છે. પરંતુ જીવને તેનું ભાન નથી. તેથી જન્મ મરણનાં ચક્કરમાં ભટકાય છે.

ભગવાન ગીતામાં કહે છે કે-

## મમૈવાંશો જીવલોકે જીવભૂત : સનાતન :

જીવ બ્રહ્મનો અંશ હોવા છતાં, મુક્ત હોવા છતાં, માયાના વશમાં આવી જઈને બદ્ધ થઈ ગયો છે.

જીવને પોતાના સ્વરૂપનું યથાર્થ ભાન થાય તેનું જ નામ જ્ઞાન, અને જ્ઞાન થતાંની સાથે જ તેનાં તમામ સંચિત કર્મો બળીને સાફ થઈ જાય. જીવને સ્વરૂપનું ભાન થવું બહુ કઠણ છે. તે તો કોઈ સમર્થ ગુરુ મળે તો જ જ્ઞાન પ્રાપ્ત થાય.

સિંહનું એક નાનું બચ્ચું જન્મતાંની સાથે જ તેની માથી વિખૂટું પડી ગયું. ઘેટાંના એક ટોળાના માલિક ભરવાડે આ બચ્ચાને ઘેટાંના ટોળા ભેગું ઉછેરીને મોટું કર્યું. આ સિંહનું બચ્ચું કાયમ ઘેટાંનાં ટોળા ભેગું ફરતું હતું. અને અજ્ઞાનને વશ થઈને પોતાની જાતને ઘેટું જ માનવા લાગ્યું. હું ઘેટું જ છું. તેવી તેની દઢ માન્યતા બંધાઈ ગયેલી. એક વખત એક સિંહ ફરતો ફરતો ઘેટાંના ટોળા નજીક આવ્યો, જેમાં આ સિંહનું બચ્ચુ હતું. સિંહને જોઈને ઘેટાંના ટોળું ભાગ્યું. પેલા સિંહને આશ્ચર્ય થયું કે આ બધાં ઘેટાં ભેગું મારી જાતનું આ સિંહનું બચ્ચું ઘેટાની માફક કેમ ભાગે છે. સિંહે પેલા બધાં ઘેટાને જતાં કર્યા અને સિંહના બચ્ચાને જ પકડ્યું. સિંહનું બચ્ચું કરગરવા માંડ્યું કે ભાઈસા'બ હું ઘેટું છું. અને મને મારી ના નાખશો.

સિંહે કહ્યું : અરે ભાઈ, તું ઘેટું નથી. તું તો મારી જાતનું સિંહનું બચ્ચું છે. તારે મારાથી ડરવાનું ના હોય. હું તને મારી ખાઉં નહિ.

પરંતુ સિંહનું બચ્ચું માન્યું નહિ. તેને વિશ્વાસ પડ્યો નહિ. તે તો એમ જ કહેવા લાગ્યું કે હું ઘેટું જ છું, ઘેટું જ છું. મને ના મારશો.

પછી પેલો સિંહ તેને એક તળાવના કિનારે લઈ ગયો અને કહ્યું કે આ તળાવ ના પાણીમાં તારું મોં જો. તારું ને મારું મોં એકસરખું આવે છે કે નહિ ? હું ત્રાડ નાખું એવી ત્રાડ તું નાખ.

પેલા બચ્ચાએ સિંહના જેવી ત્રાડ નાખી. તેને તેના અસલ સ્વરૂપનું ભાન થયું. તે જ વખતે ભયમુક્ત થઈ ગયું અને સિંહની સાથે ચાલ્યું ગયું. બસ, બરાબર એ જ દશા જીવની છે.

જેમ સૂર્યમાંથી કિરણો છૂટાં પડીને સમગ્ર જગતમાં ફેલાય છે તેમ જીવ પણ અનાદિકાળથી બ્રહ્મથી છૂટો પડી ગયો છે. વાદળમાં રહેલું પાણી બિલકુલ ચોખ્ખું Distilled water- Crystal Clear Water હોય છે. તે વાદળમાં ક્ષોભ થવાથી બિંદુઓ છૂટાં પડીને પૃથ્વી ઉપર પડે છે. આકાશમાંથી પૃથ્વી ઉપર આવતાં એમાં ઓક્સિજન, નાઈટ્રોજન વગેરે ભળે છે. પૃથ્વીને અડકતાં તે બિંદુઓ ધૂળમાં ભળી મલિન બને છે. એવાં અનેક બિંદુઓ મળીને નદી થાય છે. અને પૃથ્વીના અનેક ક્ષારો મલિન તત્વો ભેગાં કરતાં કરતાં સમુદ્રને મળે છે. ત્યારે તો સમુદ્રનાં પાણી ખારાં દવ થઈ ગયાં હોય છે. પછી જયારે સૂર્યના પ્રખર કિરણોના તાપથી બાષ્પીભવન થાય ત્યારે જ ઊર્ધ્વગતિ થઈને વાદળ રૂપે તેમનાં અસલ સ્થાને પવિત્ર બને છે. એ જ પ્રકારે જીવ બ્રહ્મમાંથી છૂટો પડેલો છે, તે જગતની માયાના સંપર્કમાં અવિદ્યાવશ મલિનતાને પ્રાપ્ત કરે છે.

## ભૂમિ પરત ભા ડાબર પાની જીમી જીવહી માયા લપટાની

ગોસ્વામીજી રામાયણમાં આ વાતને એક લીટીમાં સમજાવે છે :

સિંહની માફક કોઈ સમર્થ ગુરુ સિંહના બચ્ચારૂપી જીવને મળે તો જ તેને સાચા સ્વરૂપનું ભાન થાય, પછી તે તેનાં તમામ કર્મોના ભયથી મુક્ત બની જાય છે.

ગોસ્વામીજી આ જ વાતને રામાયણમાં લખે છે કે-

**ઈશ્વર અંશ જીવ અવિનાશી, ચેતન અમલ સહજ સુખી રાશી।**
**સો માયાબશ ભયઉ ગોસાઈ, બધ્યો કીર મર્કટકી નાઈ ॥**

અરે ! તું સિંહનું બચ્ચું છે. તું ઘેટું નથી. તું સત્, ચિત્, આનંદસ્વપ છે. આ દેહ તારું સ્વરૂપ નથી. એવું જ્ઞાન કોઈ સમર્થ ગુરુ કરાવે તો જ બેડો પાર થાય. સ્વરૂપનું જ્ઞાન થતાં જ સંચિત કર્મો તાત્કાલિક ભસ્મ થઈ જાય છે. આ વાત આપણા સર્વના અનુભવથી પણ સિદ્ધ કરી શકાય.

એક માણસ રાત્રે ૧૨ વાગ્યા સુધી તેની પત્ની સાથે વાતો કરતો હતો અને પછી તેની આંખ મળી ગઈ. તે ઊંઘ આવી. તરત જ તેને સ્વપ્ન શરૂ થયું. સ્વપ્નમાં તેણે એક માણસનું ખૂન કરી નાખ્યું. તેનો ત્રાણ વર્ષ સુધી કેસ ચાલ્યો (રાત્રે બાર અને સાડા બારની વચમાં.) પછી માણસને દસ વરસની સખત જેલની સજા થઈ. તે કેદમાં પડ્યો. (ખરેખર તો તે પથારીમાં બે ગોદડાં પાથરી પડ્યો હતો.) જેલર તેને દરરોજ બરડામાં કોરડાના ફટકા લગાવતો હતો તેથી તેનો બરડો દરરોજ લોહીલુહાણ થઈ જતો હતો. આ રીતે ત્રાણ વરસની સજા તો તેણે ભોગવી (રાત્રે બાર અને સાડા બારની વચમાં.)

એક દિવસ જેલરે ખૂબ ગુસ્સામાં આવીને તેને બરડામાં બહુ સખત કોરડાં ફટકાર્યા અને આ માણસ "ઓ બાપ રે" કરીને રાડ પાડીને જાગી ગયો. તેની પત્નીએ ગભરાઈને પૂછ્યું કે શું થયું ? તો તેણે કહ્યું કે મારા બરડા સામું તો જો, તે કેવો લોહીલુહાણ થઈ ગયો છે !

તેની પત્નીએ કહ્યું કે તમે તો પથારીમાં બે ગોદડાં પાથરીને સૂતા છો અને તમારો બરડો બિલકુલ સલેપાટ સુંવાળો છે. કશું જ થયું નથી.

ત્યારે પેલો માણસ સ્વપ્નાવસ્થામાંથી જાગ્રત અવસ્થામાં આવી ગયો. તેને તેના પોતાના સ્વરૂપનું ભાન થયું કે તે ખૂની નથી પણ તે ખરેખર નિર્દોષ છે, અને પછી તેણે પોતાની પત્નીને સ્વપ્નની વાત કરી કે તેની વિરુદ્ધ ખૂનનો ખટલો ત્રાણ વર્ષ ચાલ્યો અને દસ વર્ષની સખત જેલની સજા થઈ. તેમાંથી ત્રાણ વર્ષ તો ભોગવ્યાં.

તેની પત્નીએ કહ્યું કે રાત્રે બાર વાગ્યા સુધી તો આપણે વાતો કરતા હતા અને હાલમાં માત્ર સાડા બાર જ થયા છે. તે અડધા કલાક દરમિયાન તમે છ વર્ષે બીજે ક્યાં જઈ આવ્યા ?

તેને દસ વર્ષની સજા થઈ હતી. તેમાંથી ત્રાણ વર્ષની સજા તો તેને ભોગવી લીધી. હવે બાકીના સાત વર્ષની સજા કોણ ભોગવશે ? સ્વપ્ન અવસ્થામાંથી જાગ્રત અવસ્થામાં આવતાંની સાથે જ તેનું બાકીની સાત વર્ષને જેલની સજાનું સંચિત કર્મ ભસ્મભાત્ થઈ ગયું. કારણ કે તેને તેના સાચા સ્વરૂપનું જ્ઞાન થઈ ગયું.

**જ્ઞાનાગ્નિ : સર્વકર્માણિ ભસ્મસાત્ કુરુતેડતથાર્જુન। (ગી. ૪/૩૭)**

સ્વપ્નાવસ્થાનાં સુખદુઃખાદિ સ્વપ્નાવસ્થામાં સત્ય ભાસે છે, પરંતુ જાગ્રત અવસ્થામાં મિથ્યા થાય છે તેવી જ રીતે જાગ્રત અવસ્થાનાં સુખ, દુઃખ આદિ જાગ્રત અવસ્થામાં સત્ય ભાસે છે પરંતુ જ્ઞાનાવસ્થામાં મિથ્યા થઈ જાય છે. એક માણસ રાત્રે દૂધપાક, પૂરી, મિષ્ટાન્ન વગેરે પેટ ભરીને જમીને સૂતો હોય છતાં સ્વપ્નાસ્થામાં "હું ભૂખ્યો છું, હું ભૂખ્યો છું" તેમ બોલતા આખી રાત ચપ્પણિયું લઈને ભીખ માગે તે વખતે તેને ખુદ શંકરાચાર્યજી આવીને સમજાવે કે કે અરે અજ્ઞાની જીવ ! તું ભૂખ્યો નથી, તું તો જમીને સૂતો છે, છતાં આ જીવ તે વાત માને જ નહિ. પરંતુ તે જયારે જાગ્રત અવસ્થામાં

આવે ત્યારે જ તેને સાચા સ્વરૂપનું જ્ઞાન થાય. તે જ પ્રમાણે હાલ જાગ્રત અવસ્થામાં આપણે અવિદ્યાથી અટવાયેલા જીવોને, શાસ્ત્રો અને સંતો પોકારીને કહે છે કે આ જગત મિથ્યા છે અને બ્રહ્મ જ સત્ય છે અને તું તે બ્રહ્મનો જ અંશ સત્, ચિત્, આનંદસ્વરૂપ જ છે. છતાં કમભાગી જીવો માનતા નથી. કારણ કે જાગ્રત અવસ્થામાંથી જ તેઓ જ્ઞાનાવસ્થામાં આવ્યા નથી. શંકરાચાર્યજીએ અનેક ગ્રંથોનો સાર માત્ર અડધા જ શ્લોકમાં કહ્યો છે કે-

**શ્લોકાર્ધેન પ્રવક્ષ્યામિ યદુક્તં ગ્રંથકોટીભિ: ।**
**બ્રહ્મસત્યં જગત્ મિથ્યા જીવો બ્રહ્મૈવ નાપર: ॥**

આગળ આપેલાં દૃષ્ટાંતની માફક જેમ વર્ષની સજામાંથી ત્રણ વર્ષની સજા ભોગવ્યા પછી સાચું જ્ઞાન થતાં બાકીનાં સાત વર્ષની સજા ખતમ થઈ ગઈ, તેમ આ જીવને પોતાને પોતાનું સંત્,ચિત્, આનંદસ્વરૂપનું સાચું જ્ઞાન થતાંની સાથે જ તેનાં અનાદિકાળથી એકઠાં થયેલાં અબજો જન્મજન્માંતરનાં સંચિત કર્મો તાત્કાલિક ખતમ થઈ જાય છે.

આ પ્રકારે જેમ ક્રિયમાણ કર્મોને નિયંત્રિત કરવા માટે કર્મમાર્ગ છે, પ્રારબ્ધને આસાનીથી ભોગવવા માટે ભક્તિમાર્ગ છે તેમ સંચિત કર્મોને સમાપ્ત કરવા માટે જ્ઞાનમાર્ગ છે. આ ત્રણેય માર્ગો વડે જીવ પોતાના આ જન્મની જીવનયાત્રા પૂરી કરીને અંતે મોક્ષ પ્રાપ્ત કરી શકે છે અને જન્મમરણનાં ચક્કરમાંથી મુક્ત થઈ શકે છે.

### ૩૨. (૧) જ્ઞાન કેમ થતું નથી ?

સંસારમાં જ્યાં સુધી આસક્તિ છે ત્યાં સુધી જ્ઞાન પ્રગટ થતું નથી, જ્ઞાનમાર્ગમાં દેહ, ધનવૈભવ, માતાપિતા, સ્ત્રી, પુત્રાદિકમાંથી આસક્તિ છોડવી પડે છે. શાસ્ત્રો અને સંતો કહે છે કે ગયા જન્મનાં માતા-પિતા, સ્ત્રી, પુત્રાદિકને જેમ તમે અજ્ઞાને કરીને વીસરી જાઓ.

ગયા અનેક જન્મનાં માતા- પિતા, સ્ત્રી પુત્રાદિકને તમે અજ્ઞાને કરીને ભૂલી ગયા છો તે તમારી ઉપર ભગવાનની અત્યંત કૃપા ગણાય. જો તેમ ના હોત અને જો તમે તમારા ગત જન્મોનાં સગાંઓને હાલમાં પણ જોતા હોત અને ઓળખતા હોત તો રસ્તામાં જતું ગધેડું હોય તેને પણ તમે ગળે વળગી પડત અને કહેતા હોત કે 'આ તો મારો કાકો છે' કે 'આ તો મારો મામો છે.' ગયા જન્મની તમારી સ્ત્રી હાલમાં કૂતરી કે ગધેડીના અવતારમાં હોત, તેને તમે ચાલુ ઘરમાં ઘાલી દો તો મહા ઉપાધિ થાય. પરંતુ ભગવાનની અત્યંત કૃપા છે કે તમે તમારા ગયા જન્મનાં સગાંને ભલે અજ્ઞાને કરીને પણ ભૂલી ગયા છો, તે ઘણું સારું થયું છે. તો જેવી રીતે તમે તમારા આગળના જન્મનાં માતા-પિતા, સ્ત્રી, પુત્રાદિકને અજ્ઞાને કરીને ભૂલી ગયા છો તેવી જ રીતે આ જન્મનાં માતા-પિતા, સ્ત્રી, પુત્રાદિકને પણ જ્ઞાને કરીને વીસરી જાઓ. સંસારમાંથી આસક્તિ તમે જેમ જેમ હટાવતા જાઓ અને વિરક્તિ પ્રાપ્ત કરતા જાવ તેમ તેમ જ્ઞાનનો પ્રકાશ પડવા લાગશે.

સંસારમાં તમે આસક્ત છો કે વિરક્ત છો તે જાણવાનું તમારી પાસે જ બેરોમીટર છે. તમે એકલા પડો અને "એકલતા" લાગે તો તેનું નામ આસક્તિ અને તમે એકલા પડો અને 'એકતા' લાગે તો તેનું નામ વિરક્તિ. આ બેરોમીટરથી તમે તમારું માપ જાતે જ કાઢી લઈ શકો કે તમે જ્ઞાનમાર્ગમાં જવા અધિકારી છો કે નહિ.

### ૩૨ (૨) તમે કોઈ દિવસ જ્ઞાન લેવા ગયા છો ?

આપણે ખરા અર્થમાં જ્ઞાન લેવા જતા જ નથી. ડોંગરેં મહારાજની કે કૃષ્ણશંકર શાસ્ત્રીજીની કે શંભુ મહારાજની ભાગવત સપ્તાહમાં અનેકવાર ગયા હોઈશું, અગર સંન્યાસ આશ્રમમાં દરરોજ ધક્કા ખાતાં હોઈશું. પરંતુ ત્યાં કદાપિ ખરેખર જ્ઞાન લેવા આપણે જતાં જ નથી. માત્ર દેખાવ કરાવ જ અગર તો જાણે કે મનોરંજન કાર્યક્રમમાં ભાગ લેવા

જતાં હોઈએ છીએ- જીવ તો ઘરમાં સ્ત્રી, પુત્રાદિકનાં કાથાકબલામાં જ ભરાઈ રહેલો હોય છે. પછી જ્ઞાન કેવી રીતે મળે ? તમે અનાજબજારમાં ઘઉં લેવા જાઓ પરંતુ કોથળો લીધા વગર હાથ હલાવતા જાઓ તો વેપારી તરત જ સમજી જાય કે માણસ ઘઉં લેવા આવ્યો નથી, માત્ર ભાવ પૂછવા જ આવ્યો છે. એટલે બજારમાં મણનો ત્રીસ રૂપિયાનો ભાવ ચાલતો હોય તો વેપારી તમને અઠ્ઠાવીસ રૂપિયાનો જ ભાવ બતાવે, કારણ કે તે જાણે છે કે આ માણસ ખરેખર ઘંઉ લેવા નીકળ્યો નથી. પછી તમે બીજી ચાર-પાંચ દુકાનોએ ભાવ પૂછો તો ત્યાં તમને ત્રીસ રૂપિયાનો ભાવ કહે. એટલે તમને વિશ્વાસ થાય કે પહેલા વેપારીની દુકાને જ વાજબી ભાવે ઘઉં મળે છે.

અઠવાડિયા પછી જ્યારે તમે હાથમાં કોથળો લઈને સાચેસાચ ઘંઉ લેવા પહેલા વેપારીની દુકાને જાવ એટલે તે સમજી જ જાય કે હવે આ માણસ ચોક્કસ ઘંઉ લઈને જ જવાનો છે. એટલે તે તમને મણના ૩૨ રૂપિયા ભાવ બતાવે. તમે પૂછો કે કેમ ભાઈ ? તમે પહેલાં તો અઠ્ઠાવીસનો ભાવ કહેતા હતા હવે બત્રીસ રૂપિયા કેમ માગો છો ? તો પેલો વેપારી ખંધુ હસીને મીઠાશથી જવાબ આપે કે ભાઈ, અઠ્ઠાવીસના ભાવના ઘઉં તો વેચાઈ ગયા અને હવે ત્રણચાર દિવસથી માલની ખેંચને લીધે ભાવ વધી ગયા. એટલે તમે તેના ઉપરના અગાઉના વિશ્વાસમાં તણાઈને બે રૂપિયા ઠગાઈને ઘઉં લેતા જાઓ.

તમે દહીં લેવા જાઓ તોપણ વેપારી તમને પૂછે કે દહીં શેમાં લઈ જશો ? કાંઈ પાત્ર (વાસણ, તપેલી વગેરે) લેતા આવ્યા નથી તો શેમાં ખિસ્સામાં લઈ જશો ? દહીં લેવા જાવ તોપણ તમારે પાત્ર (તપેલી) લઈને જવું પડે અને તે પણ શુદ્ધ પાત્ર (કલાઈ કરેલું) હોવું જોઈએ, નહિ તો દહીં કટાઈ જાય.

સિંહણના દૂધ માટે સોનાનું પાત્ર જોઈએ, ચપ્પણિયું ના ચાલે. આ પ્રમાણે જ્ઞાન લેવા જાઓ ત્યારે પણ તમારી પાસે શુદ્ધ પાત્ર (વૈરાગ્યથી નિર્મળ થયેલું અંતઃકરણ) જોઈએ. જ્યાં સુધી મોટર-બંગલા, દેહ, સ્ત્રી-પુત્રાદિકમાં આસક્તિ છે અને અંતઃકરણમાં અનેક જન્મ જન્માંતરની કામનાઓ અને વાસનાઓના લપેડા થયેલ છે અને કાંચન-કામિનીના કાટ ચઢેલા છે ત્યાં સુધી શુદ્ધ જ્ઞાન થશે જ નહિ.

**જ્ઞાન ન ટકે રે વૈરાગ્યા વિના, કરીએ કોટી ઉપાય.**

જ્ઞાન એટલે શું તે સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે. માત્ર બી.એ., બી.કોમ, એમ.એ. થયા કે એમ.કોમ, એલએલ.એમ. કે સી.એ. થયા એટલે જ્ઞાની થયા ના કહેવાઈએ. અમેરિકાની તમામ નદીઓનાં નામ મોઢે બોલી જાઓ કે રશિયાના તમામ પર્વતોનાં નામ આવડી જાય કે આફ્રિકાના તમામ જંગલોનાં ક્ષેત્રફળ ગોખી નાખો કે ઓસ્ટ્રેલિયાની સોનાની તમામ ખાણોના ઉત્પાદનના આંકડા જાણી લો કે ઈંગ્લેન્ડ, અમેરિકા વગેરે અનેક દેશોના બંધારણ (Constitutions) નો અભ્યાસ કરો તો તે જ્ઞાન ના કહેવાય. એ તો માત્ર માહિતી (Information) કહેવાય.

જ્ઞાનનાં લક્ષણો તો ભગવદ્ ગીતામાં ૧૩માં અધ્યાયના ૭ થી ૧૧ (પાંચ) શ્લોકમાં આપેલાં છે. તેમાં પોણા પાંચ શ્લોકમાં જ્ઞાનનાં લક્ષણ આપેલાં છે અને માત્ર ૧/૪ શ્લોકમાં અજ્ઞાન શું તે જણાવ્યું છે, જે નીચે પ્રમાણે છે :

**અમાનિત્વં અદંભિત્વં અહિંસા ક્ષાન્તિરાર્જવમ્ ।**
**આચાર્યો પાસનં શૌચં સ્થૈર્યં આત્મવિનિગ્રહ : ॥૭॥**
**ઈન્દ્રિયાર્થેષુ વૈરાગ્યં અનહંકાર એવ ચ ।**
**જન્મમૃત્યુજરાવ્યાધિદુઃખદોષાનુદર્શનમ્ ॥૮॥**
**અસક્તિ અનભિશ્વંગ : પુત્રદારાગૃહાદિષુ।**

**નિત્યં ચ સમચિત્તત્વં ઈષ્ટાનિષ્ટોપપત્તિષુ ॥૯॥**
**મયિ ચાનન્યયોગેને ભક્તિ : અવ્યભિચારિણી ।**
**વિવિક્તદેશસેવિત્વં અરતિર્જનસંસદિ ॥૧૦॥**
**અધ્યાત્મજ્ઞાનનિત્યત્વં તત્ત્વજ્ઞાનાર્થદર્શનમ્ ।**
**એતદ્ જ્ઞાનમિતિ પ્રોક્તં અજ્ઞાનં યદતોડન્યથા ॥૧૧॥** (ગી. ૧૩/૭-૧૧)

અમાનિત્વં- અંદભિત્વં- નિરભિમાનપણું- નિર્દંભપણું વગેરે જે ગુણો (Qualifications) ઉપરના પોણા પાંચ શ્લોકોમાં જણાવેલ છે તે જેનામાં હોય તે જ્ઞાની કહેવાય અને તે સિવાયનું બાકીનું તમામ અજ્ઞાન કહેવાય.

આ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવા શુદ્ધ વૈરાગ્યવાન અંતઃકરણ જોઈએ અને એવું જ્ઞાન મેળવવા સતત પુરુષાર્થ કરીને મોક્ષ પ્રાપ્ત કરવો એ જ કાયદાનો હેતું છે.

મરણકાંઠે બેઠેલા પરીક્ષિતે શુકદેવજી પાસેથી સાત દિવસ સુધી શ્રીમદ્ ભાગવતનું જ્ઞાન સાંભળીને મોક્ષ પ્રાપ્ત કર્યો. શ્રીમદ્ ભાગવતમાં એ તાકાત છે કે હજુ આજે પણ તે સાત દિવસમાં જીવનો મોક્ષ કરી શકે, પરંતુ તેને સાંભળનાર પરીક્ષિત જેવો વૈરાગ્યવાન હોવો જોઈએ.

આપણે અનેક વખત ભાગવત્ સપ્તાહમાં ગયા છીએ અને ભાગવત્ સાંભળ્યું છે, પરંતુ હજુ સુધી મારો કે તમારો મોક્ષ થયો નથી કે થતો નથી. તેનું કારણ કાં તો ભાગવત્ કહેનાર- વાંચનાર ડફોળ અગર તો તે સાંભળનાર ડફોળ. આજે તો મોટે ભાગે ભાગવત્ સંભળાવનાર- વાંચનાર શુકદેવજી બિચારા પાંચસોકે હજાર રૂપિયાનો કોન્ટાક્ટ્ર કરીને વ્યાસપીઠ પર બેઠા હોય છે અને આખો દિવસ ભાગવત્ વાંચતાં વાંચતાં પણ તેમનો જીવ તો કેટલાં કેળાં આવ્યાં, કેટલાં નાળિયરે આવ્યાં, કેટલા રૂપિયા પોથી ઉપર આવ્યા ને કેટલાં બ્લાઉઝપીસ ગોરાણી માટે અને પોતાને માટે કેટલાં થેપાડાં અને માદરપાટ આવ્યાં તેમાં જીવ ભરાઈ પડેલો હોય છે. આ દશા બિચારા શુકદેવજીની હોય છે. જ્યારે પરીક્ષિતની (જેણે આજે ભાગવત્ સપ્તાહ બેસાડી છે તેમની) દશા તો તેથી પણ ખરાબ છે.

પરીક્ષિત તો પગ વાળીને કથા સાંભળવા બેસી જ શકતો નથી. એ તો બિચારો હાંફળો- ફાંફળો કેટલા વેવાઈ આવ્યા, કેટલી વેવાણો આવી, કેટલી દીકરીઓ આવી, કેટલા જમાઈ રિસાયા, મનાયા અને જમાડવામાં કેટલો મગસ વપરાયો તથા કેટલા ડબ્બા તેલ વપરાયું અને હજું બ્રાહ્મણોને કેટલી દક્ષિણા આપવી પડશે એની ચિંતામાં ને ચિંતામાં બિચારો સાત દિવસમાં થાકીને લોથપોથ થઈ જાય છે.

આજે જ્યાં શુકદેવજીની અને પરીક્ષિતની બિચારાની આવી દશા હોય ત્યાં શ્રીમદ્ ભાગવત કોનો મોક્ષ કરે તે તમે જ કહો. બાકી શ્રીમદ્ ભાગવતની તો આજે પણ તાકાત છે કે માત્ર પરીક્ષિત જેવા સંસ્કારી જીવનો તો શું પરંતુ ધુંધુકારી જેવા પ્રેત, પિશાચનો પણ તે મોક્ષ કરી શકે !

જ્ઞાન પ્રાપ્ત થવું અને તેનાથી તમામ સંચિત કર્મોને જ ભસ્મસાત્ કરવા તે ચણા મમરા ફાકવા જેવું સહેલું કામ નથી. તેને માટે પ્રબળ પુરુષાર્થ કરવો જોઈએ.

### ૩૩. મોક્ષમાર્ગમાં જતાં કોણ રોકે છે ?

ભૌતિક નિયમ પ્રમાણે સ્થિર વસ્તુ જ્યાં સુધી તેની સ્થિરતાની વિરૂદ્ધ કોઈ બળ કામ ના કરે ત્યાં સુધી સદાકાળ સ્થિર રહે છે. એવી જ રીતે એક વખત ગતિમાન થેયલાં પદાર્થને તેની ગતિ અવરોધવા કોઈ બળ કામ ના કરે તો તે ગતિમાન પદાર્થ સદાકાળ ગતિમાન રહે છે. આને વૈજ્ઞાનિકો "સ્થિતિ- સાતત્ય" (Inertia) નો સિદ્ધાંત કહે છે.

અવકાશ તરફ ગતિમાન થનારી કોઈ પણ ચીજ સતત અવકાશ તરફ ગતિમાન રહી શકતી નથી, કારણ કે પૃથ્વીનું કેન્દ્રવર્તીય ખેંચાણ તેને પોતાના તરફ આકર્ષતું હોવાથી તેની ગતિ રોકાય છે, અટકાય છે, અને અવરોધાય છે, ને છેવટે શૂન્ય થઈ જાય છે અને તે પદાર્થ પાછો પૃથ્વી ઉપર જ પડે છે.

આ જ નિયમ, આધિ-ભૌતિક વિજ્ઞાનમાં પણ કામ કરે છે. આપણા ચૈતન્યને પણ આવું જ આકર્ષણનું ખેંચાણ છે. પરંતુ તે ખેંચાણ પૃથ્વીના કેન્દ્રબિંદુનું નથી. તે ખેંચાણ આપણી ભૌતિક આસક્તિઓનું છે. આપણે તેનાથી જ ભારે છીએ. સ્ત્રી, પુત્રાદિક, બંગલા, મોટરો વગેરે ભૌતિક પદાર્થોના બોજ અને ઇન્દ્રિયોની વિષયો તરફની આસક્તિ મોક્ષમાર્ગ તરફથી આપણી ઝડપને અવરોધે છે. આસક્તિઓનો વળગાડ અને આકર્ષણ જીવને મોક્ષમાર્ગ તરફ ઉડ્ડયન કરતાં રોકે છે. અવરોધે છે.

## ૩૪ (૧) કર્મયોગ- જ્ઞાનયોગ- ભક્તિયોગ

પરમાત્માને પ્રાપ્ત કરવા માટે ત્રણ માર્ગો છે. કર્મમાર્ગ, ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ. જીવ જે માર્ગનો અધિકારી હોય તે અધિકાર પરત્વે તેણે તે માર્ગ પકડવો જોઈએ. અર્જુન કર્મમાર્ગનો અધિકારી હતો. ગીતાના પહેલા અધ્યાયમાં તેણે ભગવાન પાસે સંન્યાસ લેવાની ઈચ્છા જણાવી પરંતુ ભગવાને તેને યુદ્ધ સમયે સંન્યાસ લેવાની ના પાડી, અને તેને કર્મમાર્ગમાં પ્રવૃત્ત કર્યો. વિદુરજી ભક્તિમાર્ગના અધિકારી જીવ હતા. તેથી મહાભારતના યુદ્ધ દરમિયાન તેઓને જાત્રાએ જવાની છૂટ આપી. ઉદ્ધવજી જ્ઞાનમાર્ગના અધિકારી જીવ હતા. તેથી એકાદશ સ્કંધમાં ભગવાને તેમને જ્ઞાનમાર્ગનો ઉપદેશ કર્યો.

દરદીની નાડ પારખીને જેમ વૈદ્ય એક દરદીને એવી સલાહ આપે કે તારે દહીં જ ખાવું, બીજું કાંઈ ખાવું નહિ ; જ્યારે બીજા દરદીને એવી સલાહ આપે કે તું જો જરા પણ દહીં ખાઈશ તો મરી જઈશ. એ પ્રમાણે જીવ જે માર્ગનો અધિકારી હોય તે પ્રકારનો ઉપદેશ તેનું કલ્યાણ કરે. આખરે તો ત્રણે માર્ગ આગળ જતાં ભેગા થઈ જાય છે. ત્રણમાંથી ગમે તે એક માર્ગ ઉપર જનારો જીવ આખરે પરમાત્માને જ પ્રાપ્ત કરે છે. જેમ-

**'સર્વદેવ નમસ્કાર : કેશવં પ્રતિગચ્છતિ '**

અમદાવાદથી વડોદરા થઈને બ્રોડગેજ ઉપર દિલ્હી જઈ શકાય અને અમદાવાદથી મહેસાણા થઈને મીટરગેજ ઉપર થઈ દિલ્હી જઈ શકાય. રસ્તો બ્રોડગેજ હોય કે મીટરગેજ હોય, પરંતુ બંને રસ્તા છેવટે દિલ્હી ભેગા થઈ જાય.

જનકાદિ રાજાઓ કર્મમાં પ્રવૃત્ત થયા. નરસિંહ, મીરાં, ગોપીઓ ભક્તિમાર્ગમાં ગયાં. જ્યારે અક્રૂર, ઉદ્ધવ, શંકરાચાર્ય જ્ઞાનમાર્ગ ઉપર ગયા. જે આગળ જતાં જ્ઞાનમાર્ગ સાથે ભેગો થઈ જાય છે. નરસિંહ ભક્તિમાર્ગમાં હોવા છતાં તેમનાં પદોમાં નર્યું જ્ઞાન નીતરે છે તે જુઓ :

**અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે,**
**વેદ તો એમ વદે શ્રૃતિ સ્મૃતિ શાખ દે, કનક કુન્ડલ વિષે ભેદ ન હોયે,**
**ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.**

કર્મમાગ એ બ્રોડગેજનો રસ્તો છે, ધોરી રાજમાર્ગ છે. ભણેલો, અભણ વિજ્ઞાની બધી જ કક્ષાના જીવો આ રાજમાર્ગ ઉપર આંખો મીંચીને ચાલે તો પણ પડવાનો ભય નથી. શાસ્ત્રો અને સંતોની આજ્ઞા પ્રમાણે ન્યાય, નીતિ, ધર્મથી પોતાનું નિયત કર્મ કરતાં કરતાં જીવનનું એકએક કર્મ ભક્તિ બની જાય છે. હજામત કરતાં કરતાં, કસાઈનો ધંધો કરતાં કરતાં, ગોરા જેવો કુંભારનો ધંધો કરતાં કરતાં પણ અનેક ભક્તો કર્મમાર્ગમાં ન્યાય, નીતિ, ધર્મથી શાસ્ત્રો અને સંતોની આજ્ઞા પ્રમાણે વર્તીને તેમના પ્રત્યે કર્મને તેઓ ભક્તિમય બનાવી શકયા છે, જયાં તેમની પ્રત્યેક ક્રિયા ભક્તિમાં પરિવર્તિત થઈ જાય છે.

શંકરના શિવલિંગ ઉપર મંત્ર બોલીને પચાસ કળશા પાણી ઢોળતા ન આવડે તો કંઈ નહિ પરંતુ તે કળશા પાણી વડે માતા પોતાના ગંદા થયેલ બાળકને નવડાવીને શુદ્ધ કરે અને બાળકને નવડાવતી વખતે એવી ભાવના કરે કે હું શંકર ભગવાનને અભિષેક કરી રહી છું. તો તે વખતે પોતાના ગંદા બાળકને નવડાવવાની ક્રિયા શંકરની ભક્તિમય બની જાય છે. પરંતુ જો તે આખો દિવસ શિવલિંગ ઉપર કળશ ઢોળ્યા કરે અને પોતાના બાળકને ગંદુ રાખે તો તેને શંકરની ભક્તિનું કંઈ પણ ફળ પ્રાપ્ત થાય નહિ.

કર્મમાર્ગ ધોરીમાર્ગ છે. ભક્તિમાર્ગ તેનાથી અઘરો માર્ગ છે. ભક્ત થવા માટે ગીતાના બારમાં અધ્યાયના છેલ્લા શ્લોકોમાં આપ્યા મુજબ ભક્તિનાં લક્ષણો પ્રાપ્ત કરવાં પડે. જ્ઞાનમાર્ગ તદ્દન ટૂંકો પરંતુ ઘણો જ અટપટો માર્ગ છે. ગોસ્વામીજી લખે છે કે-

## જ્ઞાન પંથ કૃપાણ કૈ ધારા

જ્ઞાનમાર્ગ ઉપર ચાલવું એટલે તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે. જ્ઞાનમાર્ગ ઘણો જ ટૂંકો માર્ગ છે પરંતુ અટપટી ગલીકૂંચીઓવાળો માર્ગ છે. તેં જવા માટે સાથે ગલીકૂંચીઓનો જાણીતો ભોમિયો હોય તો જ જવાય, નહિ તો ગલીકૂંચીઓની બહાર નીકળતાં પણ ન આવડે, ગૂંચવાઈ જવાય. તેમ જ્ઞાનમાર્ગે જવા માટે તેનો જાણકાર સમર્થ સત્ ગુરુ જોઈએ.

### ૩૪. (૨) ભક્ત અને જ્ઞાની :

ભક્ત બિલાડીના બચ્ચા જેવો છે અને જ્ઞાની વાંદરીના બચ્ચા જેવો છે. બિલાડીનું બચ્ચું જન્મ્યા પછી સાત દિવસ સુધી આંધળું રહે છે. તેને બિલાડી પોતાના મોંમાં ઘાલીને સાત ઘર ફેરવે છે. બિલાડીનું બચ્ચું માની અનન્ય શરણાગતિ સ્વીકારે છે. બિલાડી તેના બચ્ચાને ચૂલામાં મૂકે કે પછી પાણી ભરેલા તપેલામાં મૂકે તેને જયાં મૂકવું હોય ત્યાં મૂકે, તેમાં બચ્ચું કંઈ જ બોલે નહિ. પરંતુ બિલાડીને પોતાના બાળકની ઘણી જ ચિંતા હોય છે, અને તે તેને ઘણી જ કાળજીથી સાચવીને ફેરવે છે.

ત્યારે વાંદરીનું બચ્ચું વાંદરીની ચિંતા કરે છે. વાંદરી કૂદવાની થાય કે તુરત જ બચ્ચું તેની છાતીએ વળગી પડે છે. વાંદરી એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર કૂદે તે વખતે બચ્ચું તેની માને ચપસીને ઝાલી રાખે છે, નહિતર પડે તો મરી જાય. વાંદરી પોતાના બાળકને ઝાલતી નથી, બાળક પોતાની માને ચપસીને પકડી રાખે છે. બિલાડીને બિલાડીનું બાળક જેટલું વહાલું છે તેટલું જ વાંદરીને વાંદરીનું બચ્ચું વહાલું છે. એમના વાત્સલ્યમાં કોઈ ફેર નથી છતાં બંનેના પોના બાળક પ્રત્યેના વર્તાવમાં ફેર પડે છે.

બાપ નાના બાળકને કેડમાં ઘાલીને ફરે છે પરંતુ મોટા બાળકને આંગળીએ વળગાડીને ફરે છે અને બાળક મોટો યુવાન થાય અને બાપ વૃદ્ધ થાય તો યુવાન છોકરો તેના બાપને આંગળીએ વળગાડીને દોરે છે.

ગોસ્વામી ભગવાનના શબ્દોમાં કહે છે કે-

## મોરે પ્રૌઢ તનય સમ જ્ઞાનિ

જ્ઞાની મારો મોટો દીકરો છે. ભક્ત મારો નાનો બાળક છે. જ્ઞાની ભગવાનનું ધ્યાન કરે છે, જ્યારે ભગવાન ભક્તનું ધ્યાન રાખે છે છતાં બંને ઉપર ભગવાનની કૃપા છે.

**૩૫. ત્રણેય માર્ગ ઉપર ચાલનાર જીવનો ભગવાન સાથેનો વ્યવહાર અલગ અલગ હોય છે.**

કર્મમાર્ગ ઉપર ચાલનાર જીવ કહે છે, 'હું ભગવાનનો છું.' ભક્તિમાર્ગ ઉપર ચાલનાર જીવ કહે છે કે 'ભગવાન મારો છે' અને જ્ઞાનમાર્ગ ઉપર ચાલનાર કહે છે કે 'હું અને ભગવાન એક છીએ.'

એક સ્ત્રી યુવાવસ્થામાં પરણીને સાસરે જાય છે. તે કહે છે કે હું મારા ધણીની છં. ધણી કહે તેમ કરે. ધણી કહે કે બટાકાનું શાક કરો તો બટાકાનું શાક કરે અને ભીંડાનું શાક કરો એમ કહે તો ભીંડાનું શાક કરે. અમુક રંગની સાડી પહેરો એમ કહે તો તેમ કરે, અમુકને ઘેર જવાનું છે તેમ કહે તો સ્ત્રી તેને ઘેર જાય. અમુકને ઘેર નથી જવાનું તેમ ધણી કહે તો સ્ત્રી તેને ઘેર ન જાય. ધણી કહે તેમ જ અને તેટલું જ કરે. તે સ્ત્રી કહે છે કે, 'હું ધણીની છું.' પરંતુ આ સ્ત્રી જ્યારે આધેડ ઉંમરની બે-ત્રણ બાળકોની માતા બને ત્યારે તે એમ કહે છે કે, 'ધણી મારો છે.' તે સ્ત્રી કહે કે અમુક વસ્તુ લાવવાની છે, તો ધણીને તે લાવી આપવી પડે અને સ્ત્રી કહે કે અમુક વસ્તુ નથી લાવવાની તો તેનો ધણી તે વસ્તુ ના લાવી શકે. તે સ્ત્રી કહે કે અમુક જગ્યાએ જજો તો ધણીને જવું પડે અને કહે કે અમુક જગ્યાએ ના જશો તો તેનો ધણી ત્યાં ના જાય. આ સ્ત્રી પરણી ત્યારે કહેતી હતી કે 'હું ધણીનું છું.' તે જ સ્ત્રી આધેડ ઉંમરની થતાં અવસ્થાભેદે એમ કહે છે કે 'ધમી મારો છે.' આ સ્ત્રી આધેડ ઉંમરની થતાં તેનો ધણી ડોસો થાય છે ત્યારે ડોસી-ડોસો બંને એક થઈ જાય અને કહે કે હું અને મોરા ધણી એક છીએ. પહેલાં કહેતી કે 'હું ધણીની છું.' પછી કહેવા લાગી કે 'ધણી મારો છે' હવે કહે છે કે 'ધણી અને હું એક છીએ.' તે વખતે અદ્વૈત થઈ જાય છે. ત્યારે તેનો છોકરો ડોસાને કડવું વચન કહે તો ડોસીનું મોઢું ચડી જાય, અને દીકરાની વહુ ડોસીને કંઈક કડવું વચન કહે તો ડોસાનું મોં ચડી જાય. ડોસી-ડોસો એક થઈ ગયાં. અદ્વૈત આવી ગયું.

તે જ પ્રમાણે કર્મમાર્ગમાં જીવ કહે છે કે 'હું ભગવાનનો છું.' ભગવાનની આજ્ઞા પ્રમાણે તે તેનાં કર્મ કરે છે. તેનું પ્રત્યેક કર્મ ભક્તિ બની જાય. તે જીવ જ્યારે આગળ જતાં ભક્તિમાર્ગનો અધિકારી બને ત્યારે કહે છે કે 'ભગવાન મારો છે.' ભક્ત કહે તે પ્રમાણે ભગવાનને કરવું પડે. ભક્ત કહે મારો રથ હાંકો તો ભગવાનને રથ હાંકવો પડે અને તેના થાકેલા ઘોડાઓને ભગવાન જાતે નવડાવે. ભક્ત કહે કે મારી દીકરીનું મોસાળું કરવાનું છે માટે બધી જ સામગ્રી લઈને આવજો તો ભગવાનને આવવું જ પડે. ભક્ત હૂંડી લખે તો ભગવાનને સ્વીકારવી જ પડે.

કર્મમાર્ગમાં અને ભક્તિમાર્ગમાં દ્વૈત છે. (હું અને ભગવાન) કર્મમાર્ગી કહે છે કે 'હું ભગવાનનો છું.' ભક્ત કહે છે કે 'ભગવાન મારો છે.' જ્ઞાનામાર્ગમાં ભગવાન અને જીવ એક થઈ જાય છે. જ્ઞાની કહે છે કે, 'અહં બ્રહ્માસ્મિ....' હું બ્રહ્મ છું. જીવ અને ભગવાન અદ્વૈત થઈ જાય છે.

ઉપર પ્રમાણે કર્મમાર્ગ, ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ દ્વારા અધિકાર પરત્વે જીવ તેના અનુક્રમે ક્રિયમાણ, પ્રારબ્ધ અને સંચિત કર્મોને સંપૂર્ણ રીતે સમાપ્ત કરીને પરમાત્માને- મોક્ષને પ્રાપ્ત કરી શકે છે. મોક્ષ પ્રાપ્ત કરવાનો જીવ માત્રનો અધિકાર છે. આત્યંતિક દુઃખની નિવૃત્તિ અને સનાતન સુખની પ્રાપ્તિ એટલે મોક્ષ.

**સર્વેડત્ર સુખીન : સન્તુ સર્વે સન્તુ નિરામયા : ।**

## સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિત્ દુઃખમાપ્નુયાત્ ॥

### ૩૬. (૧) ક્રિયમાણ કર્મ કરવામાં માણસ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે :

મનુષ્યયોનિમાં પરમાત્માએ જીવને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે. મનુષ્યેતર યોનિમાં એટલે કે મનુષ્ય સિવાયની બીજી કોઈ પણ યોનિઓમાં સંપૂર્ણ સ્વતંત્રતા નથી. કારણ કે મનુષ્યેતર બીજી તમામ યોનિઓ ભોગ-યોનિઓ છે. મનુષ્યેતર યોનિઓમાં તો જીવ માત્ર પ્રારબ્ધ ભોગવીને જ છૂટી જાય છે. તેમાં નવાં ક્રિયમાણ કર્મો સંચિતમાં જમા થતાં નથી. તે આપણે અગાઉ ૧૯ (૩)માં જોઈ ગયાં છીએ. મનુષ્ય સજ્જન થવાને સ્વતંત્ર છે. એટલું જ નહિ, પરંતુ તેને દુર્જન થવું હોય તોપણ (તેના પોતાના હિસાબે અને જોખમે) તે સ્વતંત્ર છે. માણસને એકલું દાન કરવાની જ સ્વતંત્રતા છે તેવું નથી, પરંતુ તેને સંઘરાખોરી કરવ હોય તોપણ તે સ્વત્રંત છે. માણસને માત્રા સાચું બોલવું હોય તો તેને સ્વતંત્રતા છે તેવું નથી, તેને જૂઠું બોલવું હોય તો જૂઠું બોલવા માટે સ્વતંત્ર છે. અરે, મનુષ્યયોનિમાં માણસને જાતે આપઘાત કરવાની પણ સ્વતંત્રતા છે, જયારે પશુ-પક્ષી-યોનિમાં અગર બીજી કોઈ યોનિમાં આપઘાત કરવાની પણ સ્વતંત્રા નથી. આ રીતે માણસને પરમાત્માને સંપૂર્ણ સ્વતંત્ર બનાવ્યો છે.

મનુષ્યયોનિમાં માણસમાં વિજ્ઞાનમય કોષ અને આનંદમય કોષ એમ બે વધારાના કોષ પરમાત્માએ આપેલા છે, જે બીજી યોનિમાં નથી. માણસ સ્વતંત્ર છે, કારણ કે તેનામાં રહેલો વિજ્ઞાનમય અને આનંદમય પરમાત્મા પણ પરમ સ્વતંત્ર છે. માણસ જો બૂરો થવામાં સ્વતંત્ર ના હોય તો પછી તેને ભલા થવાની સ્વતંત્રતાનો કોઈ અર્થ જ ના રહે. જો માણસમાં બેઈમાન થવાની સ્વતંત્રતા ના હોય તો પછી તેને ઈમાનદાર થવાની સ્વતંત્રતાની કશી જ કિંમત ના રહે. બહુ તો આપણે એમ કહી શકીએ કે માણસને જુઠું બોલવાની સ્વતંત્રા હતી છતાં તે ઈમાનદાર રહ્યો, એ તેની વિશિષ્ટતા છે. જુઠું બોલવાની સ્વતંત્રતા છે તેથી જ સત્યવક્તાની કિંમત છે. બેઈમાન થવાની સ્વતંત્રતા છે તેથી જ ઈમાનદારની પ્રતિષ્ઠા છે.

માણસ ફક્ત સારો થવામાં જ સ્વતંત્ર હોય અને ખરાબ થવામાં સ્વતંત્ર ના હોય તો તે સ્વતંત્રતા સંપૂર્ણ ના કહેવાય. તમે એમ કહો કે મેં મારી પત્નીને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે. આખી તિજોરીને તેને આપી દીધી છે. પરંતુ કૂંચીઓ મારી પાસે રાખી છે- તો એવી સ્વતંત્રતા એ સંપૂર્ણ સ્વતંત્રતા ના કહેવાય, મશ્કરી કહેવાય.

એક ગમ્મતની વાત મારા વાંચવામાં આવી હતી. અમેરિકામાં હેન્રી ફોર્ડે જયારે સૌ પહેલી મોટરકાર બનાવી ત્યારે તેણે બધી મોટરો એક રંગની- કાળા રંગની- બનાવી. પછી તેણે સેલ ડેપો- વેચાણની દુકાન- ઉપર ગ્રાહકોને સૂચના આપતું બોર્ડ લગાવ્યુ કે-

> "You can choose any colour you like, provided it is black."

'તમે ગમે તે રંગ પસંદ કરી શકો છો, તે કાળો હોવો જોઈએ.'
બધી ગાડીઓ કાળા રંગની જ હતી. બીજો કોઈ રંગ હતો જ નહિ. પરંતુ સ્વતંત્રતા પૂરેપૂરી હતી. તમે ગમે તે રંગ પસંદ કરો પણ પાછળ શરત એટલી કે તે કાળો હોવો જોઈએ.

### ૩૬. (૨) જેટલી સ્વતંત્રતા તેટલી જ જવાબદારી : (Freedom implies Responsibility)

સ્વતંત્રતા દ્વિમુખી નથી. તમે ક્રિયમાણ કર્મ કરવામાં સ્વતંત્ર અને પાછા તેની જવાબદારીમાંથી પણ મુક્ત, એમ બંને ન બને. કર્મ કરવામાં સંપૂર્ણ સ્વતંત્ર છો, તો તેનું ફળ- પરિણામ ભોગવવામાં પણ તેટલા જ પરતંત્ર છો, તેનું ચોક્કસ ભાન રાખવું જ પડશે. એટલે જ ભગવાને ગીતામાં ચોખવટ કરી કે **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

અને સાથે સાથે એ પણ સ્પષ્ટતા કરી દીધી કે તમે કર્મ કરો, તેમાં મારી કોઈ પણ પ્રકારની જવાબદારી કે ભાગીદારી નથી.

**ન કર્તૃત્વં ન કર્માણિ લોકસ્ય સૃજતિ પ્રભુ :।**
**ન કર્મફલસંયોગં સ્વભાવસ્તુ પ્રવર્તતે ।**
**નાદત્તે કસ્યચિત્ પાપં ન ચૈવં સુકૃતં વિભુ :।**
**અજ્ઞાનેનાવૃતં જ્ઞાનં તેન મુહ્યન્તિ જન્તવ : ॥** (ગી. ૫/ ૧૪- ૧૫)

કર્મ કરવામાં તમે સંપૂર્ણ સ્વતંત્ર છો પરંતુ તેનું જે પરિણામ આવે તેનું બંધન તો તમારે સ્વીકારવું જ પડે. તમે પાપ કરો અને તમે દુઃખ ભોગવો, ભગવાન શા માટે ભોગવે ? તમે પુણ્ય કરો અને તમે સુખ ભોગવો. ભગવાનને તમારું કરેલું પુણ્ય નથી જોઈતું. તેમની પાસે તેમનું પોતાનું અઢળક પુણ્ય સ્ટોકમાં છે. તમે ખૂન કરો અને તમારા બાપા ફાંસીએ ચઢે એવો ન્યાય ના થાય. ભીમ ખાય અને મામા શકુનિને ઝાડા થાય એ ન્યાય કદાચ કૌરવોના રાજ્યમાં હશે, પરંતુ પરમાત્માના રાજ્યમાં નથી.

કર્મ માત્ર બંધન છે, તે બરાબર સમજી લેવું. કર્મ કરતાં પહેલાં કેવું કર્મ કરવું તેનો નિર્ણય કરવામાં તમે સ્વતંત્ર. આવી રીતે પરમાત્મા પણ એમ કહે છે કે Your are free, you are independent provided you are good.

"તમે સજ્જન હો તો તમે પૂરેપૂરા સ્વતંત્ર છો."
પરંતુ સજ્જન જ હો તો પછી તે સ્વતંત્રતાની કિંમત ક્યાં રહી ? સંપૂર્ણ સ્વતંત્રતાનો અર્થ એ કે તમે ધારો તો દુર્જન પણ થઈ શકો. પરંતુ પછી તેના પરિણામની જવાબદારી તમારી રહે છે, પરમાત્માની નહિ.

એક વખત કર્મ કર્યા પછી તેનું જે પરિણામ બંધન આવી પડે તે તો તમારે સ્વીકારવું જ પડે.

આ સંબંધમાં એક વાર્તા મારા વાંચવામાં આવી છે.

એક માણસે એક સંતમહાત્માને પૂછ્યું કે 'મહારાજ ! કર્મ કરવામાં મારી સ્વતંત્રા કેટલી ?'
મહાત્માએ કહ્યું- એક પગ ઊંચો રાખીને એક પગે ઊભો રહી જા. પેલો માણસ જમણો પગ ઊંચો કરીને એક પગે- ડાબા પગે- ઊભો રહી ગયો. તો મહાત્માએ કહ્યું કે હવે બીજો પગ ઊંચો કર. પેલા માણસે કહ્યું, 'શું મહારાજ ! તમે પણ મારી મશ્કરી કરો છો ! જમણો પગ ઉઠાવ્યા પછી ડાબો પગ કેવી રીતે ઉઠાવાય ? અને તેમ કરું તો હું હેઠો પડું, હું તો જમણો પણ ઉઠાવીને બંધાઈ ગયો. હવે ડાબો પગ ઉઠાવાય નહિ.'

મહાત્માએ કહ્યું- બિલકુલ ઉઠાવી શકત. પહેલેથી જ મેં ડાબો પગ ઉઠાવ્યો હોત તેમ કરવાને હું સ્વતંત્ર હતો, કારણ કે ત્યાં સુધી હું બંધાઈ ગયો ન હતો. ત્યાં સુધીમાં બેમાંથી કોઈ પણ પગ ઉઠાવવાનું કર્મ કર્યું ન હતું. ડાબો પગ પહેલો ઉઠાવ્યો હોત તોપણ બંધાઈ જાત પછી જમણો પગ ના ઉઠાવી શકત.

મહાત્માએ કહ્યું, 'બસ એ જ પ્રમાણે કોઈ પણ કર્મ કરવામાં તું સ્વતંત્ર છું. પરંતુ પ્રત્યેક કર્મ કરતાંની સાથે જ તે બંધનમાં જકડી દે છે.'

એટલા માટે ભગવાને ગીતામાં બે સ્પષ્ટ આજ્ઞાઓ કરી છે :

१. **कर्मणि एव अधिकारस्ते ।**
કર્મમાં જ તારો અધિકાર છે. એટલે કે કર્મ કરવામાં તું સ્વતંત્ર છે, પરંતુ-

२. **मा फलेषु कदाचन ।**
ફળમાં તારો અધિકાર નથી, એટલે કે ભોગવવામાં તું પરતંત્ર છે.
હવે ત્રીજી આજ્ઞા સાંભળો :

३. **मा कर्मफल हेतुर्भू : ।**
ફળ મળે તો જ કર્મ કરું એ ભાવનાથી નહિ.

## ૩૬. (૩) ફળનો હેતુ જ લક્ષમાં રાખીને કર્મ ના કરો :

આપણે જ્યારે કોઈ પણ કર્મ કરીએ છીએ ત્યારે તેના કોઈક ચોક્કસ પરિણામને નજર રાખીને જ કરીએ છીએ. આપણા ધાર્યા મુજબનું પરિણામ આવે ત્યારે આપણે તે કર્મ 'સફળ' થયું ગણીએ છીએ અને આપણા ધાર્યા મુજબનું ફળ ના આવે ત્યારે આપણે તે કર્મને 'નિષ્ફળ' થયું ગણીએ છીએ.

કોઈ પણ કર્મનાં બે જ પરિણામ હોઈ શકે : સફળતા અગર તો નિષ્ફળતા, ખરેખર તો કોઈ પણ કર્મ નિષ્ફળ હોતું જ નથી. કોઈ પણ કર્મ કરો, તેનું ફળ તો મળવાનું જ. એટલે તમામ કર્મ સફળ જ હોય છે. તમારા ધાર્યા મુજબનું પરિણામ ના આવે એટલે તમે તેને નિષ્ફળ થયું ગણો છો, અને ત્યાં જ તમારી ભૂલ થાય છે. કોઈ પણ કર્મ નિષ્ફળ (ફળ પેદા કર્યા સિવાય) જતું નથી, પરંતુ તે ફળ તમારી ધારણા પ્રમાણે જ આવે એવી કોઈ ગેરંટી નથી. તમારી ધારણા પ્રમાણેનું ફળ ના આવે તો તે કર્મ અગર તે કર્મ કરવાની પદ્ધતિમાં ક્યાંક દોષ સમજવો. ફળ તો ઈશ્વરના કાયદા મુજબ જ મળે અને કર્મનું ફળ આપવામાં કોઈ અન્યાય કે લાગવગશાહી ચાલે નહિ.

**કર્મ કરવાની શરૂઆતમાં, કર્મ કરતી વખતે અને કર્મ પૂરું થયા પછી પણ...**

જો તમે માત્ર ફળની ઉપર જ નજર રાખીને કર્મ કરો તો તે થવું જોઈએ તેટલા ઉત્તમ પ્રકારનું થાય જ નહિ અને તેના પરિણામે તેનું ફળ તમારી ધારણા મુજબનું આવે નહિ.

એટલે ભગવાને ગીતામાં આજ્ઞા કરી કે, 'મા કર્મ ફલ હેતુ : ભૂઃ'- માત્ર કર્મના ફળનો જ હેતુ ધ્યાનમાં રાખીને તમે કર્મ કરો તો તે કર્મનું જે કાંઈ પણ ફળ આવે તેથી તમને લાભ થાય નહિ. એટલું જ નહિ પરંતુ તેનાથી નુકસાન જ થાય. આ વાત બહુ સૂક્ષ્મ દ્દષ્ટિથી સમજવા જેવી છે.

<u>જો ધારણા કરતાં ફળ ખરાબ મળે, અગર ઓછું મળે તો-</u>

**૧. તમને મનમાં અત્યંત ગ્લાનિ થવાની.**
**૨. તમારું મન ડહોળાઈ જવાનું.**
**૩. ઈશ્વરની ન્યાયબુદ્ધિ વિષે તમને મનમાં શંકા ઊપજવાની.**
**૪. મને કરમ કરતાં જ નથી આવડતું તેવી હીનતાની ભાવના ઊભી થવાની.**
**૫. ઈશ્વર આગળ હું લાચાર છું તેવો ભાવ પેદા થવાનો.**
**૬. હવે કર્મ કરવાનો કોઈ અર્થ નથી તેવી નિરાશા જન્મવાની.**
**૭. અને તેમાંથી કર્મ છોડી દેવાની વૃત્તિ ઊઠવાની.**

**<u>'જો કર્મનું ફળ ધારણા કરતાં અનેકગણું સારું મળ્યું તો પણ હાનિ થવાની', જેમ</u>**

**૧. પોતાની કર્તૃત્વશક્તિ માટે અહંકાર પેદા થવાનો.**
**૨. મળેલ ફળને લીધે અભિમાન થવાનું.**
**૩. હું ધારું તેવું કરી શકું છું એવો ગર્વ થવાનો.**
**૪. ભવિષ્યમાં થનારાં બીજાં કર્મોમાં રાખવી જોઈતી કાળજી ઘટી જવાની.**

આમ બંને રીતે નુકસાન જ થાય. કર્મ તો ફળ આપ્યા સિવાય રહે નહિ. પરંતુ તે ફલ ભોગવતાં તમારા મનનું સમત્વ તમે ગુમાવી બેસજો અને 'સમત્વં યોગમુચ્યતે' સમત્વ એટલે જ યોગ એમ ભગવાને ગીતમાં કહ્યું છે. સમત્વ એટલે મનની સમતુલા- પ્રસન્નતા ગુમાવવી એ જ મોટામાં મોટું નુકસાન છે.

मा फलेषु कदाचन । અને मा कर्मफल हेतुर्भूः । – આ બે આજ્ઞાઓનો અર્થ વધારે ઊંડાણથી સમજવાની જરૂર છે. કર્મ કરતાં પહેલાં ફળનો બિલકુલ ખ્યાલ જ ન રાખવો, અને કર્મ આંખો મીંચીને ધીબે જ રાખવું એવો અર્થ પણ નથી. ભગવાનની વાણી ઘણી જ ગર્ભિત અને અર્થપૂર્ણ છે. તેનો ઉપરછલ્લો અર્થ ન કરાય. સમજી વિચારીને તેનો અર્થ વ્યવહારમાં ઉપયોગી થાય તેવી રીતે ઘટાવવો જોઈએ. કર્મ કરતાં ફળનો ખ્યાલ રાખવો જ પડે.

દાખલા તરીકે કોઈ ખેડૂત ખરા ઉનાળામાં જયાં પાણીની બિલકુલ સગવડ ના હોય તેવી તદ્દન ઊષળ અને ખરાબા જેવી ખારી જમીનમાં અનાજનું ઉત્તમ બી નાખે તો તે ધોમધખતા તાપમાં બળી જ જાય. કર્મના ફળનો વિચાર નહિ કરવો, એનો અર્થ એવો છે કે કર્મના ફળમાં આસક્તિ-લોભ નહિ રાખવો. પરંતુ કર્મનું ઉત્તમ પ્રકારનું ફળ પ્રાપ્ત થાય તેવો સમજણપૂર્વકનો પુરુષાર્થ તો કરવો જ જોઈએ.

ગીતા માં ફળત્યાગનો ઉપદેશ છે. તેનો અર્થ તેવો નથી કે ફળને ઉસેટી દેવું. કર્મનું ફળ ના મળવું જોઈએ અગર ફળ ના લેવું જોઈએ, એવો ગીતાનો ઉપદેશ નથી. ગીતા તો કહે છે કે કર્મ ફળ આપ્યા સિવાય છોડશે નહિ.

મારે કર્મનું ફળ જોઈતું નથી એવું કોણ કહે ? ચોર, વ્યભિચારી, દુષ્ટ કર્મ કરનાર જ એમ કહે કે મારે મારા કર્મનું ફળ (પાપ-દુઃખ) જોઈતું નથી. પણ તે ના ચાલે. કર્મ ફળ આપે જ, અને તે ભોગવવું જ પડે.

માટે ફળ મળશે તો જ 'કર્મ' કરીશ એવા ખોટા ભ્રમમાં ભટકાવવું નહિ.

### ૩૬. (૪) મારે કર્મ પણ કરવું નથી અને ફળ પણ (જોઈતું) ભોગવવું નથી :

આ તો નરાતાર ઊંધાઈ અને અવળચંડાઈ જ કહેવાય- એટલે ભગવાને ચોથી આજ્ઞા કરી તે સાંભળો :

## મા તે સંગોડસ્તુ અકર્મણિ

તારો અકર્મમાં સંગ ન થશો. કર્મનો સદંતર ત્યાગ થઈ શકે જ નહિ. નાનો છોકરો કહે કે હું નિશાળે નહિ જાઉં. મારે ભણવું પણ નથી અને ખાવું પણ નથી. તો મા બાપ અકળાઈ ઊઠે. મારે નોકરી પણ નથી કરવી અને પગાર પણ નથી જોઈતો. મારે વેપાર પણ કરવો નથી અને નફો પણ જોઈતો નથી. આવી વાહિયાત વાતો ના ચાલે. સુથાર કહે કે મારે સુથારીકામ નથી કરવું અને મજૂરી પણ નથી જોઈતી. કડિયો, મજૂર, મોચી, દરજી બધાં જ એમ કહે કે અમારે કામ પણ કરવું નથી અને મજૂરીના પૈસા પણ જોઈતા નથી તો આખો સમાજ મુશ્કેલીમાં મુકાઈ જાય અને અરાજકતા, અંધાધૂંધી જ ફેલાય તથા પ્રમાદ-આળસ- તમોગુણનું જોર વધી જાય.

ભગવાને એટલા માટે કહ્યું કે-

**નિયતં કરુ કર્મ ત્વં કર્મજ્યાયો હિ અકર્મણ : ।**
**શરીરયાત્રાપિ ચ તે ન પ્રસિદ્ધયેત્ અકર્મણ : ॥**(ગી. ૩/૮)

તારે તારું નિયત કર્મ કરવું જ પડશે. અને તેમ નહિ કરે તો તારી શરીરયાત્રા પણ અટકી પડશે. કર્મનો સદંતર ત્યાગ કરવો તે વ્યક્તિને માટે તેમજ આખા સમાજને માટે ખતરનાક નીવડે છે.

ભગવાન કહે છે આ સંસારમાં અને ત્રાણે લોકમાં મારે કાંઈ પણ કર્તવ્ય બાકી નથી. મારે કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની કે છોડવાની નથી. રાગ અગર ત્યાગ- બંનેથી હું સદા મુક્ત છું. આ ત્રાણ લોકમાં મળી શકતાં તમામ આનંદ અને સુખ અને સદા પ્રાપ્ત છે. હું સદા તૃપ્ત અને આપ્તકામ છું- કૃતકૃત્ય છું. તેમ છતાં હું સદા કર્મ કરતો રહું છું. હું જે આ અર્જુનના સારથિનું કામ કરું છું તેથી મને કાંઈ મળવાનું નથી. હું જે કામ કરું છું તે કરું અગર ના કરું તોપણ મારા આનંદમાં કંઈ ન્યૂનાધિકતા થવાની નથી. તેમ છતાં લોકસંગ્રહને દ્દષ્ટિમાં રાખીને જ હું કામ કરું છું, કારણ કે શ્રી શંકરની પૂજા ન કરું તો મારી પૂજા પણ કોઈ ના કરે. જો ભગવાન શ્રીકૃષ્ણ સ્નાન, દેવપૂજા આદિ ના કરે તો જગતના લોકો પણ તેવાં કર્મોથી વિમુખ થઈ જાય.

ભગવાન આ ગીતામાં સ્પષ્ટ રીતે કહે છે કે,

**ન મે પાર્થાસ્તિ કર્તવ્ય ત્રિષુ લોકેષુ કિંચન ।**
**નાનવાપ્તંમવાપ્તવ્યં વર્ત એવ ચ કર્મણિ ॥**
**યદિ અહં ન વર્તેયં જાતુ કર્મણ્યતંદ્રિતઃ ।**
**મમ વર્તમાનુવર્તન્તે મનુષ્યાં પાર્થ સર્વશઃ ॥** (ગી. ૩/૨૨- ૨૩)

મહાભારતનું યુદ્ધ કૌરવો- પાંડવો વચ્ચે કુરુક્ષેત્રમાં લડાયું. તે વખતે ભગવાન દ્વારકામાં બેઠા બેઠા આરામ કરતા હોત અને મોજ-મજા ઉડાવતા હોત તો શો વાંધો હતો ? પાંડવો જીતે તો શ્રીકૃષ્ણના કોઈ ગામડાનો ગરાશ કે બીજું કંઈ ઈનામ નહોતું મળવાનું, અને કૌરવો જીતે તો ભગવાન શ્રીકૃષ્ણની દ્વારકાની ગાદીનો કોઈ વાંધો આવવાનો નહોતો. પછી ભગવાન શ્રીકૃષ્ણ શા માટે નાહકની ઉપાધિમાં પડે અને દ્વારકાથી છેક કુરુક્ષેત્ર સુધી લાંબા થાય ? દ્વારકામાં બેઠાં બેઠાં આરામ ના કરે ? પણ ના, જ્યારે ધર્મયુદ્ધ ખેલાતું હોય ત્યારે ભગવાન શ્રીકૃષ્ણ જેવો યોગેશ્વર અને કર્મયોગી જોઈ ના રહે. કોટિ બ્રહ્માંડનો માલિક દેવ અર્જુનના રથના ઘોડાની લગામો એક હાથમાં લઈને બીજા હાથમાં ચાબુક લઈને રથ હાંકવા બેઠો. અર્જુનની ખાસદારી કરી.

**ખાસદારી કીધી ખાસદારી, દેવાધિદેવ ઉમંગ ધારી- કીધી ખાસદારી.**
**તીર અશ્વોના અંગેથી કાઢી, પાણી લાવીને ખૂબનવાડી**
**ખરેરાથી ઘા દીધા મટાડી, ડોલો ભરી પાયું મિષ્ટ વારિ- કીધી ખાસદારી.**

આ યુદ્ધના મેદાનોમાં આખો દિવસ લડાઈ લડીને થાકેલો અર્જુન જ્યારે રાત્રે આરામ કરતો હતો ત્યારે જગતનો માલિક દેવ શ્રીકૃષ્ણ આખી રાત મજૂરી કરે, ઘોડાઓનાં શરીરમાં ભોંકાઈ ગયેલાં બાણોને સાચવીને બહાર કાઢે, ગરમ પાણીથી ઘોડાઓના ઘા ધોઈને તેમને ખરેરો કરીને નવડાવે અને પછી ઘોડાઓને ઠંડું મીઠું પાણી પાઈને તેમનો થાક ઉતારે, પછી આ જગતનો માલિક દેવ પોતાના પિતામ્બરનો તોબરો કરીને તેમાં ઘોડાઓને ચંદી ખવડાવે.

આવા યોગેશ્વર અને મહાન કર્મયોગી શ્રીકૃષ્ણ જગતને- સમાજને આજ્ઞા કરે છે કે-

**યોગેસ્થ : કુરુ કર્માણિ સંગં ત્યક્તા ધનંજય।**
**સિદ્ધય સિદ્ધયો : સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે ॥**(ગી. ૨/ ૪૮)

યોગસ્થ થઈને તું કર્મ કર. ફળની આસક્તિને છોડીને કર્મ કર અને કર્મનું ફળ તારી ધારણા મુજબનું સિદ્ધ થાય કે ના થાય તેની ચિંતા છોડીને મનની સ્થિરતા ટકાવી રાખીને તું તારી મેળે નિષ્કામ ભાવથી કર્મ કર્યા જ કરે. કારણકે મનની સ્થિરતા- સમત્વ ટકી રહે તેનું જ નામ યોગ કહેવાય છે.

**સમત્વં યોગ ઉચ્યતે।**

યોગ એટલે સમત્વ એવી અલૌકિક વ્યાખ્યા પરમાત્માએ જગતને અને સમાજને આપી છે. તેને બરાબર સમજી લેવી જોઈએ.

### ૩૬. (૫) યોગ એટલે શું ?

અભણ માણસો યોગ એટલે શું તે ના સમજે તે તો જાણે ઠીક પરંતુ ઘણા કહેવાતાં ભણેલાંઓ પણ "યોગ" શબ્દ સાંભળીને ભડકે છે. 'યોગ' શબ્દનો અર્થ ઘણા વિદ્વાનોએ અને પંડિતોએ પોતપોતાની બુદ્ધિ અનુસાર જુદી જુદી રીતે કરેલો છે. પરંતુ યોગ જો જીવનમાં પૂરેપૂરો વણાઈ ના જાય અને જીવનવ્યવહારમાં દરેક ક્ષેત્રે જો યોગના ઉપયોગ ના થાય તો તેવા યોગના અર્થની સર્વસામાન્ય માણસને માટે કશી જ કિંતમ ના રહે. ભગવદ્ ગીતા યોગશાસ્ત્ર કહેવાય છે. તેમાં જીવન જીવવાનો આખો નકશો આપેલો છે. એકે એક માણસ તેના જીવનની એકએક ક્ષણે યોગ સાધી શકે તો જ યોગની કિંમત ગણાય. બાકી માત્ર પંડિતો અને વિદ્વાનો જ યોગનો અર્થ તેમનાં ભાષણોમાં કરતા ફરે, અગર તો સાધુ-સંન્યાસીઓ જંગલમાં જઈને એકલા બેઠા યોગ સાધી શકે એવો જ જો યોગનો અર્થ થતો હોય તો એવા યોગ આપણા જેવા સર્વસામાન્ય માણસ માટે નકામો છે. એક મિલમજૂર કે એક મિલમાલિક, એક લારી ફેરવનારો કે એક મોટરમાં બેસનારો, એક શેઠ કે એક ગુમાસ્તો, એક પટાવાળો કે એક કલેક્ટર અગર તો કોઈ ઘાંચી, મોચી, ગોલો, કુંભાર, દરજી વેપારી કે નોકરિયાત એવા સમાજના એક એક સ્તરનો દરેક માણસ તેના જીવનમાં દરેક- દરેક ક્ષણ- ખાતાપીતાં, ઊઠતાં બેસતાં, નહાતાં-ધોતાં, નોકરી- ધંધો, વેપાર કરતાં કરતાં, સતત ચોવીસે કલાક યોગ કરી શકે તેવો જીવનઉપયોગી યોગનો વ્યાવહારિક અર્થ બરાબર સમજવો જોઈએ.

ઘણાં કહેવાતા ભણેલાઓ અને મોટા માણસો યોગ શબ્દ સાંભળીને ભડકે છે. તેઓ કહે છે કે ના ભાઈ'સાબ ! યોગ અમે ના કરી શકીએ, કારણ કે યોગ કરવા માટે અમને જરાયે ફુરસદ નથી. આખો દિવસ નોકરી- વેપાર- ધંધામાંથી ઊંચા આવતા નથી. ત્યાં યોગ ક્યારે કરીએ ?

સવારમાં ઊઠ્યો ત્યાં તો બૈરા-છૅકરાં માંદાસાંજા હોય, તેમને દવાખાને લઈ જવાં, લાવવાં, રેશનિંગની દુકાને લાઈનમાં ઊભા રહેવાનું નોકરી ધંધામાંથી સાંજે ઘેર થાક્યાપાક્યા આવીને ત્યાં વેવાઈ-વેવાણો, સગાંવહાલાઓની અનેક જાતની વહેવારિક ઉપાધિઓ વગેરેમાંથી ઊંચા જ આવતાં નથી ત્યાં યોગ કરવાની ફુરસદ ક્યાં કાઢવી ?

યોગનો સાચો અને વ્યવહારુ અર્થ આ લોક સમજ્યા જ લાગતા નથી, તેઓએ તો અવારનવાર કથા-વાર્તામાં કોઈ વખત, ક્યારેક ગયા હોય ત્યાં ધંધાદારી પંડિતો, કથાકારો પાસેથી એવું જોયું કે સાંભળ્યું હોય છે કે યોગ એટલે ૪ કલાક

નાક દબાવીને બેસી રહેવું- અગર તો ઝાડની ડાળ ઉપર ટાંટિયા બઝાડીને ઊંધે મસ્તકે લટકવું, અગર તો ભોયમાં માથું ઘાલીને પેસી રહેવું. અગર તો ધૂણી ધખાવીને રાખ ચોળીને બેસી રહેવું. તે યોગ કહેવાતો હશે ? આ જાતના યોગ કરવાની તેમને ફુરસદ નથી. યોગનો સરળ, સાદો અને દરેકને સુલભ એવો અર્થ ભગવાને ગીતામાં સમજાવ્યો છે.

## ૩૬. (૬) યોગ : કર્મસુ કૌશલમ્ :

ગીતા યોગશાસ્ત્ર છે એટલે એમાં યોગની વ્યાખ્યા આપેલી જ હોય. જેમ કોઈ કાયદાનું પુસ્તક હોય તો તેમાં જે ખાસ શબ્દો Technical words વપરાતા હોય તેવા શબ્દોની વ્યાખ્યા તે કાયદાની શરૂઆતની કલમોમાં આપેલી હોય છે. દા.ત., જમીન- મહેસૂલનો કાયદો- Land Revenue code તેમાં "જમીન"- 'Land' એટલે શું ? તેની વ્યાખ્યા શરૂઆતની કલમોમાં આપેલી છે. ગણોતધારો- Tenancy Act. તેમાં "ગણોતિયો એટલે શું ?" જમીનદાર એટલે શું ? તેની વ્યાખ્યા તે કાયદાની શરૂઆતની કલમોમાં આપેલી છે. એવી જ રીતે યોગશાસ્ત્ર (ગીતા)માં યોગની વ્યાખ્યા ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે ગીતામાં આપેલી છે.

જીવનવ્યવહારમાં ઊતરી શકે તેવી યોગની વ્યાખ્યા કરતાં ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કે-

**યોગઃ કર્મસુ કૌશલમ ।**

પોતાનું કર્મ કુશળતાપૂર્વક કરવું તેનું નામ યોગ.

પ્રારબ્ધવશાત્ જે માણસના જીવનમાં તેનું કર્મ નિયત- નિશ્ચિત રહેલું છે, તે કર્મ બરાબર કુશળતાપૂર્વક કરે તો તેણે યોગ કર્યો કહેવાય.

એક દરજી અંગરખું બરાબર સરસ રીતે સીવે, તેમા એક બાંય લાંબી નહિ કે બીજી બાંય ટૂંકી નહિ પરંતુ બરાબર માપસર સીવે અને તેમાં તેની કુશળતાનો એકાગ્ર ચિત્તથી મન દઈને ઉપયોગ કરે તો તેણે યોગ કર્યો કહેવાય.

તમે ચાલો ત્યારે તમે એવી કાળજીથી ચાલો કે તમને ઠેબું ના વાગે, તો તમે યોગ કર્યો કહેવાય.

તમે પાણી પીઓ તો એવી ધીરજથી અને સ્થિર વૃત્તિથી પીઓ કે તમને અંતરસ ના જાય, તો તમે યોગ કર્યો કહેવાય.

તમે કથા સાંભળવા જાઓ અગર તો આ પુસ્તક વાંચો, તે વખતે એકાગ્રિચત્તથી સાંભળો અગર તો વાંચો એને બીજે ક્યાંય ડાફળિયાં ના મારો તો તમે યોગ કર્યો કહેવાય.

આવી રીતે જીવનનું એકેએક કર્મ તમે કુશળતાપૂર્વક ચિત્તવૃત્તિ સ્થિર રાખીને કરો તો તમે સતત યોગ કરો છો તેમ કહેવાય.

***Work while you work, And play while you play.***
***That is the way To be happy and gay.***

મહર્ષિ પતંજલિ યોગશાસ્ત્રના પ્રણેતા, પ્રખર જ્ઞાતા (Final authority) ગણાય છે. તેમણે તેમનાં યોગસૂત્રોના પહેલા જ સૂત્રમાં યોગની વ્યાખ્યા આપી છે.

## યોગ : ચિત્તવૃત્તિ નિરોધ : ।

ચિત્તવૃત્તિની એકાગ્રતા એનું નામ યોગ અને ચિત્તવૃત્તિનો નિરોધ થાય એટલે "કર્મસુ કૌશલમ્"- એની મેળે, આપોઆપ થાય. આવો યોગ તમે આજથી જ અને અત્યારથી જ કરો તો જ કામનો. બાકીનો તમે જાણો કે રિટાયર થઈશું, ઘરડા થઈશું, લકવો થઈ જશે ત્યારે અને ખાટલામાં પડ્યાપડ્યા ગંધાવાનો વખત આવશે તે વખતે યોગ કરીશું, તો તે નહિ કરી શકાય. ગીતાનો યોગ સામાન્યમાં સામાન્ય માણસના રોજિંદા જીવનમાં ક્ષણે ક્ષણે ઉપયોગમાં ના આવે તો પછી ગીતાના સાતસોએ સાતસો શ્લોકો માત્ર મોઢે કરવાનો કશો જ અર્થ નથી.

જીવનવ્યવહારમાં ઉપયોગી એવી સાદી અને દરેક માણસને સુલભ એવી યોગની વ્યાખ્યા સમજીને જીવનનું પ્રત્યેક કર્મ કરતાં કરતાં માણસનું એકએક ધર્મ ભક્તિમય બની જાય તો પછી તેનો ભગવાન સાથે યોગ થતાં વાર ના લાગે.

### ૩૬. (૭) કર્મ- ભક્તિ-જ્ઞાનયોગનો સમન્વય :

ઉપર કહ્યું તેમ ગીતા એક યોગશાસ્ત્ર છે. તેમાં યોગના ત્રણ પ્રકાર બતાવ્યા છે.

### (૧) કર્મયોગ, (૨) ભક્તિયોગ, (૩) જ્ઞાનયોગ

ગીતામાં ૧૮ અધ્યાય છે. તેમાં પહેલાં ૬ અધ્યાયમાં કર્મયોગ સમજાવ્યો છે. બીજા ૬ અધ્યાય (એટલે કે અધ્યાય ૭ થી ૧૨)માં ભક્તિયોગ સમજાવ્યો છે. અધ્યાય (એટલે કે અધ્યાય ૧૩ થી ૧૮)માં જ્ઞાનયોગ સમજાવ્યો છે. ૧૩મા અધ્યાયમાં જ્ઞાનીનાં લક્ષણો અને ૧૪મા અધ્યાયમાં ગુણાતીતનાં લક્ષણો આપેલાં છે. આવી રીતે આખી ગીતામાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગનો સુંદર સમન્વય કરવામાં આવેલો છે.

જીવનમાં એકલો જ્ઞાનયોગ અગર તો એકલો ભક્તિયોગ અગર તો એકલો કર્મયોગ કામમાં ના આવે. આ ત્રણેય યોગનો સમન્વય થાય તો જ જીવન સુંદર લાગે અને તો જ એકેએક કર્મ દીપી ઊઠે.

એકલો જ્ઞાનયોગ માણસને શુષ્ક વેદાંતી બનાવી દે. અહીં 'બ્રહ્માસ્મિ, સર્વે ખલુ ઈદં બ્રહ્મ' એમ જયાં ત્યાં બોલતો ફરે તો તેને ગાંડાની ઇસ્પિતાલમાં જ દાખલ કરવો પડે.

એકલો ભક્તિયોગ માણસને વેવલો બનાવી દે અને જીવનની જવાબદારીઓમાંથી છટકવાની વેતરણમાં કદાચ રઝળી પડે અગર તો કંઈકને રઝળાવી દે.

એકલો કર્મયોગી પણ જવાબદારીઓનાં અને પાપનાં પોટલાં જ ઊંચકતો ફરે. એટલે દરેક કામમાં કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગનો વિવેકપૂર્વક સમન્વય થાય તો જ તે કામમાં બરકત આવે.

દાખલા તરીકે, એક સ્ત્રી ઘરમાં દાળ વગેરે રસોઈ બનાવે છે. દાળ બનાવવી, દાળ બનાવવાની ક્રિયા કરવી તે તેનો કર્મયોગ છે. પરંતુ આ દાળ મારો પતિ જમવાનો છે, મારો પુત્ર જમવાનો છે, મારે ઘેર આવેલ અતિથિ જમવાના છે, એવી ભાવનાથી કે ભક્તિભાવથી દાળને સારી કરીને બે-ત્રણ વખત ધોઈ નાખે, તપેલી પણ સારી ઊટકીને સ્વચ્છ કરેલી વાપરે, પાણી પણ ચોખ્ખા ગળણાથી ગાળીને વાપરે વગેરે. પોતાના પતિ, પુત્ર, અતિથિને જમાડવાની ભાવનાથી કે ભક્તિભાવથી દાળ બનાવવામાં ખૂબ સ્વચ્છતા, સુઘડતા સાચવે તે તેનો ભક્તિયોગ છે અને દાળમાં પ્રમાણસર કેટલું મીઠું નાખવું, કેટલું મરચું, આંબલી, ગોળ વગેરે મસાલો નાખવો. દાળ કેટલા Boiling Point સુધી ઉકાળવી તે તેનો જ્ઞાનયોગ છે. આમ કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ ત્રણેયનો બરાબર સુમેળ- સમન્વય

થાય તો જ દાળ બનાવવાના કર્મમાં બરકત આવે, નહિ તો ના આવે. એમ તો હોટલો ચટાકેદાર દાળ બનાવે છે. પરંતુ તેમાં માત્ર કર્મયોગ અને જ્ઞાનયોગ હોય છે પરંતુ ભક્તિયોગ નથી હોતો. તેમાં માખો પણ બાફી મારે છે.

દાળ બનાવવાની ક્રિયા કર્મયોગ કરે, અને મારા-પતિ, પુત્ર કે અતિથિને સ્વચ્છ જમાડવાની ભાવનાથી તેમાં ભક્તિયોગ ભળે પરંતુ જ્ઞાનયોગ ના હોય તો- કેટલું મરચું, મીઠું, મસાલો નાખવો તેનું જ્ઞાન ના હોય તો- કાં તો દાળ ખારી દવ જેવી કે તીખી લાહ્ય જેવી બને, અગર તો દાળ કેટલાં Boiling Point સુધી ઉકાળવી તેનું જ્ઞાન, ભાન ના હોય તો દાળ ત્રણ માળની બનાવે (એટલે કે દાળમાં ઉપર મસાલો તરતો હોય, વચમાં પાણી ફરતું હોય અને નીચે બરાબર ચડ્યા વગરની દાળનો ખાંધો રગડો જામ્યો હોય તો દાળમાં બરકત ના આવે.) સારી દાળ બનાવીને જમાડવાની ભાવના **ભક્તિયોગ** હોય, દાળ બનાવવાની કુશળતા **જ્ઞાનયોગ** હોય પરંતુ **કર્મયોગ** જ ના હોય- તપેલું જ ચૂલે ના ચઢાવે તો તે દાળ બને જ નહિ.

આવી રીતે દાળ બનાવવા એક સાધારણ કર્મમાં પણ જો કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગનો સુમેળ- સમન્વય ના હોય તો તે કર્મમાં કશી બરકત આવે નહિ.

એક વિદ્યાર્થીને પરીક્ષામાં "ગધેડા" સંબંધી નિબંધ લખવાનો આવે તો તે નિબંધ લખવાની ક્રિયા તે તેનો **કર્મયોગ** કહેવાય; અને તે લખતી વખતે કાગળનો સારો હાંસિયો પાડે, રૂડા-રૂપાળા અક્ષર કાઢે, ક્યાંક ડાઘો-ડપકો ના પાડે તે તેનો **ભક્તિયોગ** કહેવાય અને ગધેડા સંબંધી સંપૂર્ણ માહિતી- ગધેડાને બે લાંબા કાન હોય છે, ચાર પગ છે, એક પૂંછડું હોય છે, વગેરે યથાર્થ માહિતી- લખે, તે તેનો **જ્ઞાનયોગ** કહેવાય. આમ. કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ ત્રણેયનો સમન્વય થાય તો દસમાંથી નવ માર્ક મળે, નહિ તો ના મળે.

ગધેડા સંબંધી નિબંધ લખવાનો કર્મયોગ કરે પરંતુ કાગળને સારો હાંસિયો ના રાખે, ગંદા અક્ષર કાઢે, ડાઘા-ડપકા પાડે, એમ ભક્તિયોગ ના હોય અગર તો ગધેડા સંબંધી માહિતીમાં તેને ત્રણ પૂંછડાં, ચાર કાન અને પાંચ પગ હોય છે. તેવું લખે એટલે કે જ્ઞાનયોગ ના હોય અથવા તો ભક્તિયોગ, જ્ઞાનયોગ હોય પણ કર્મયોગ જ ના કર્યા હોય એટલે કે પેપર જ સ્વચ્છ કોરું મૂકીને આવે તો નપાસ જ થાય.

આ પ્રમાણે જીવના કર્મમાં સમજવું.

સરકાર અત્યારે વિકાસ કામો (Development Activities) માં લાખો- કરોડો રૂપિયા ખરચે છે. પરંતુ ઘણીયે જગ્યાએ બરકત દેખાતી નથી, તેનું કારણ કર્મયોગ- ભક્તિયોગ અને જ્ઞાનયોગના સમન્વયનો અભાવ છે.

કોઈ ગામમાં એક નિશાળનો ઓરડો બાંધવાનો કોન્ટ્રાક્ટ આપ્યો હોય તેમાં કોન્ટ્રાક્ટર ઓરડો તો બાંધે. કર્મયોગ કરે, પરંતુ આ નિશાળમાં ભણીને તેમાંથી કોઈ જવાહર, સરદાર કે ગાંધીજી પાકશે એવો તેના મનમાં ભક્તિભાવ ના હોય અગર તો ઓરડો બાંધવામાં કેટલો સિમેન્ટ અને કેટલા ચૂનાનું મિશ્રણ કરવું તેનું જ્ઞાન (Technical knowledge) ના હોય તો તે નિશાળનો ઓરડો પહેલી પંચવર્ષીય યોજનામાં બાંધેલો હોય તે ત્રીજી પંચવર્ષીય યોજનામાં હેઠો જ પડે...

મારું લૂગડું- અંતરપટ ગંદું થયું હોય તેને મારે સ્વચ્છ બનાવવનું હોય તો તેમાં હું એકલો સાબુ (જ્ઞાનયોગ) ઘસ્યા કરું તો તે લૂગડાનાં ચીંદરડાં ઊડી જાય. એકલું શુષ્ક વેદાંત અંતઃકરણના પટનાં ચીંદરડાં ઉડાડી દે. માણસને શુષ્ક વેદાંતી બનાવી દે. માટે તેને પહેલાં તો ભક્તિની ભીંજાશમાં ભીંજાવું પડે, પછી તેમાં જ્ઞાનયોગનો સાબુ ઘસું અને પછી તેના ઉપર કર્મયોગના ધોકા પડે તો જ કપડું- અંતરપટ- અંતઃકરણ શુદ્ધ થાય.

ગીતામા ભગવાનની વાણીમાં રહેલાં ઘણાં, ગૂઢ રહસ્યોનો વ્યવહારિક દૃષ્ટિએ અર્થ ઘટાવીને જીવન જીવવાની કળા શીખવવાની છે. ફક્ત મરવાની વાટ જોઈને બેઠેલા ઘરડાઓ અને સાધુ સંન્યાસીઓ માટે જ ગીતા નથી લખાયેલી.

નિષ્કામ ભાવથી કર્મ કરનારાની જીવનમાં ભક્તિ અને જ્ઞાન આપોઆપ વણાઈ જાય છે, તેને ચિત્તશુદ્ધિનું ફળ અનાયાસે મળે છે. મહાભારતમાં તુલાધાર વૈશ્યની વાત આવે છે. તેની પાસે નીજલી નામનો એક બ્રાહ્મણ જ્ઞાન મેળવવા આવ્યો ત્યારે તુલાધારે કહ્યું કે 'ભાઈ, મારી પાસે તો એક જ જ્ઞાન છે જે હું મારા ત્રાજવાની દાંડીમાંથી શીખ્યો છું. મારા ત્રાજવાની દાંડી જેમ પક્ષપાતરહિત, સ્થિર અને સીધી રહે છે તે પ્રમાણે હું શત્રુ, મિત્ર, સ્વજન, પારકા તમામ પ્રત્યે મનને સ્થિર અને નિષ્પક્ષપાતી રાખું છું.' સેનો નાયી, ગોરો કુંભાર, સાવંતો માળી, મોમીન જાતિનો વણકર કબીર વગેરેએ પોતપોતાના  કર્મમાર્ગમાં વ્યવસ્થિત રીતે રહીને ભક્તિમાર્ગમાં અને જ્ઞાનમાર્ગમાં પ્રવાસ કર્યો અને મોક્ષ પામ્યા. સેના નાયીએ લોકોની હજામત કરતાં કરતાં અને લોકના માથામાંથી મેલ (ખોડો) કાઢતાં કાઢતાં પોતાના માથાનો (ચિત્તનો) મેલ (વિષયોનો વિકાર)દૂર કરી નાખ્યા. ગોરા કુંભારે માટલાં પકવતાં પકવતાં પોતાના જીવનનું માટલું પણ પકવી લીધું. સાવંતા માળીએ બગીચામાં ઊગેલું નિરુપયોગી ઘાસફુસ સાફ કરતાં કરતાં પોતાના જ અંતઃકરણમાં ઊગેલા કામ, ક્રોધ, રાગ, દ્વેષ વગેરે તથા ઉપદ્રવી વાસનાઓના ઘાસફુસને ઉખાડી નાખ્યા. કબીર વસ્ત્રો વણતાં વણતાં પોતાના અંતઃકરણનું પટ અને જીવનરૂપી વસ્ત્ર વ્યવસ્થિ રીતે વણી લીધું, અને તે વસ્ત્ર પરમાત્માને સમર્પણ કરી દીધું.

દાદુ પીંજારો પીંજવાનું કામ કરતો ત્યારે તેની પીંજણમાંથી 'તુંઈ તુંઈ' અવાજ આવતો અને તે દાદુના મુખમાંથી 'તું હિ તું હિ' અવાજ નીકળતો, આનું નામ કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગનો સમન્વય.

સમષ્ટિના કલ્યાણ માટે, ઈશ્વરપ્રીત્યર્થે જ, મારો ભગવાન રાજી થાય એ ભાવથી કરેલું કર્મ એક નિષ્કામ કર્મ, એક ભક્તિ બની જાય છે. નિષ્કામ ભાવે કરેલું કર્મ આપોઆપ ભક્તિમાં પરિણીત થઈ જાય છે. એવો કર્મયોગી ભક્ત ઇન્દ્રિયોથી તેના વિષયો દ્વારા સંસારના પદાર્થોનો ભોગ ભોગવતો હોય ત્યારે તેની તે ભોગો ભોગવવાની પ્રત્યેક ક્રિયા પરમાત્માની પૂજા બની જાય છે.

આવો નિષ્કામ કર્મયોગી ભક્ત નિદ્રા લેતો હોય તો તેની નિદ્રા લેવાની ક્રિયા પણ સમાધિ બની જાય છે. આવો નિષ્કામ કર્મયોગી ભક્ત પોતાનાં સાંસારિક નિયત કર્મો કરવા માટે ગામમાં, ઓફિસમાં, બજારમાં કે બાગમાં જ્યાં જ્યાં પગેથી ફરતો હોય તેના પગની ચાલનક્રિયા પણ પરમાત્માની પ્રદક્ષિણા બની જાય છે.

## સંસાર : પદયો : પ્રદક્ષિણવિધિ : સ્તોત્રાણિ સર્વા ગિર : ।

આવો નિષ્કામ કર્મયોગી ભક્ત પોતાની પત્ની, બાળકો સગાં-સંબંધીઓ સાથે વાતચીત કરતો હોય તે વખતે તેનાથી બોલાતી વાણી પણ પરમાત્માનાં સ્તોત્ર બની જાય છે. આ પ્રમાણે નિષ્કામ કર્મયોગીનું પ્રત્યેક કર્મ ભક્તિ બની જાય છે અને તે ભક્તિ એટલી ઉચ્ચ પ્રકારની વિશુદ્ધ બની જાય છે કે તેમાં આપોઆપ જ્ઞાનનો પ્રકાશ પડે છે.

આ પ્રમાણે કર્મ, ભક્તિ અને જ્ઞાનનો પવિત્ર ત્રિવેણી સંગમ થાય ત્યારે જ અંતઃકરણનું પટ શુદ્ધ થાય અને તેમાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે અને આત્મસાક્ષાત્કાર થાય. ભક્તિમાં ભીંજવ્યા વગરનું કર્મ મિથ્યાચાર (Hypocrisy) બની જાય અને ભક્તિની ભીંજાશ વગરનું જ્ઞાન પણ નિરર્થક છે. કર્મ અને જ્ઞાન બન્ને ભક્તિની ભીંજાશમાં ભીંજાયેલાં ન હોય તો નિરર્થક છે.

### ૩૬. (૮) તું તારું નિયત કર્મ કર, બીજી ભાંજગડ છોડ :

પરમાત્માના આ વિશાળ જગતયંત્રમાં તું તો એક નાનામાં નાનો પૂરજો- સ્પેરપાર્ટ છું. પરમાત્માના આ જગતના મહાન ચરખાના એક અત્યંત નાનકડા અંશને વ્યક્ત કરતું તું એક માધ્યમ છું. તું તો ઇશ્વરી ઈચ્છાનું એક નાનામાં નાનું પરંતુ ઘણું જ ઉપયોગી વાહન છું. મોટી મિલમાં, મોટી મશીનરીઓમાં એક નાનકડો સ્ક્રૂ જો ઢીલો પડી જાય તો આખી મોટી મશીનરી અટકી પડે. ઈશ્વરી યોજનાને આવી મોટી મશીનરીને સજાવવાનું તારું ગજુ નથી. પરંતુ તેણે નાનામાં નાના સ્ક્રૂને જયાં ગોઠવ્યો છે ત્યાં તેણે બરાબર સમજીને વિચારીને ગોઠવ્યો છે. આખી મશીનરી ચલાવવાની તારી તાકાત પણ નથી. પરંતુ જો તું જો નાનામાં નાના કર્મનો ત્યાગ કરે અગર તેમાં પ્રમાદ કરે તો તું આખી જંગી મશીનરીને નુકસાનકર્તા તરીકે જવાબદાર ગણાઈશ, અને પરમાત્માને ગુનેગાર ગણાઈશ તેનો ખ્યાલ રાખજે.

એક વિશાળ યુદ્ધ મોરચે લશ્કર લડતું હોય તેમાં કયા સૈનિકને ક્યાં ગોઠવવો અને કઈ કામગીરી સોંપવી તેની જવાબદારી સેનાપતિની છે. હારજીતની જવાબદારી પણ સેનાપતિની છે. સૈનિકે તો માત્ર સેનાપતિની આજ્ઞા પ્રમાણે વફાદારીથી કામ જ કરવાનું છે. સૈનિકે પોતાની જાતને - 'હું ને કેન્દ્રમાં રાખવાનું નથી પરંતુ સેનાપતિને કેન્દ્રમાં રાખવાનો છે, તું તારા દરેક કર્મમાં હું પદને- અહંકારને છોડી દે અને પરમાત્માને કેન્દ્રમાં રાખીને તેની ઈચ્છા પ્રમાણે તેને રાજી કરવા તારી ફરજ બજાવતો રહીશ તો પ્રત્યેક કાર્યમાં હારજીતની જવાબદારી પરમાત્મા માથે લઈ લેશે.'

આટલી વાત સમજાઈ જાય તો પછી તારું એકેએક નાનું-મોટું કર્મ પરમાત્માની પૂજાનું પુષ્પ બની જશે અને પ્રત્યેક કર્મ ભક્તિમય બની જશે. તારું કર્મ જ તારી ભક્તિ બનશે.

Your work is worship.
You have not to question why.
You have to do and die.

છેલ્લા શ્વાસ સુધી નિત્ય કર્મ સ્વધર્મ બજાવતાં બજાવતાં મૃત્યુને ભેટવું એટલે પરમાત્માને ભેટવા બરાબર છે, કારણ કે મૃત્યુ કાળ એ ભગવાનનું સ્વરૂપ છે. ભગવાન ગીતામાં કહે છે કે-

**મૃત્યુ સર્વહરશ્ચાऽહં કાલોऽસ્મિ**

મૃત્યુ એ મારી વિભૂતિ છે. હું કાળસ્વરૂપ છું. કાળનો પણ કાળ છું, એટલે મૃત્યુને ભેટતી વખતે ભય નહીં લાગે પરંતુ પરમાત્માને ભેટવાનો આનંદ થશે, અને તે જ પરમ સંસિદ્ધિ છે.

આ રીતે ઈશ્વરપ્રીત્યર્થે કરેલું કર્મ તે કર્મ મટીને કર્મયોગી બની જશે તે પ્રમાણે પ્રત્યેક કર્મ ભક્તિમય બની જશે અને ભક્તિમય કર્મ કરનારા અંતઃકરણમાં આપોઆપ જ્ઞાનનો પ્રકાશ પડશે. આ રીતે કર્મ, ભક્તિ અને જ્ઞાનનો ઉદય એકીસાથે થશે. ભગવાન આ વાતને સ્પષ્ટ સમજાવતાં જનકનો દાખલો આપીને કહે છે કે -

**કર્મણૈવ હિ સંચ્યિદ્ધિમ આસ્થિતાઃ જનકાદયઃ ।**
**લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્ કર્તુમર્હસિ ॥** (ગી. ૩/૨૦)

કર્મમાર્ગ સ્વતંત્ર સાધનામાર્ગ છે અને તે તમામ ઊંચનીચ જાતિના-કક્ષાના લોકો માટે અત્યંત સુલભ છે.
નિયતકર્મ-સ્વકર્મ-સ્વધર્મ તમારું એકએક કર્મ પરમાત્માની પૂજાની સામગ્રી બનાવી દો.

ભગવાન ગીતામાં કહે છે કે તમારે પરમસિદ્ધ- સંસિદ્ધિ પ્રાપ્ત કરવી હોય તો બીજી કોઈ પણ સાધનાની એક સામગ્રીની જરૂર નથી. માત્ર તમે જે જે કર્મ કરો તે તમામ એકએક કર્મને તમે પરમાત્માની પૂજાની સામગ્રી- પુષ્પ બનાવી દો.

**સ્વકર્મણા તમભ્યર્ચ્ય સિદ્ધિં વિન્દતિ માનવ :॥ (ગી. ૧૮/ ૪૬)**

તમે તમારું એકેએક કરમ પરમાત્માના ચરણે ધરી દો. જેમ તમે પરમાત્માને માથે ચઢાવવા જે પુષ્પ લાવો છે તે સારામાં સારું જોઈને લાવો છો અગર તો પરમાત્માને ચરણે ધરવા તમે જે ફળ લોવો છો તે સારામાં સારું લાવો છો. તેવી જ રીતે તમે જે કર્મ પરમાત્માને ચરણે ધરવા માટે કરો તે કર્મ આપોઆપ શુદ્ધ-નિષ્પાપ અને રાગદ્વેષરહિત બની જશે.

તમારે ઘેર તમારે પટાવાળો જમવાનો હોય ત્યારે તમે જે રસોઈ બનાવો છો અને તમારે ઘેર તમારો જમાઈ અગર કલેક્ટર અગર એવો કોઈ મોટો માણસ જમવા પધારે ત્યારે તમે જે રસોઈ બનાવો છો તે રસોઈ બનાવવાના કર્મમાં કેટલો મોટો ફરક પડી જાય છે તે તમે જાણો છો. તેવી રીતે તમે તમારાં તમામ કર્મ પરમાત્માને રાજી કરવા કરો તો તે પ્રત્યેક કર્મ આપોઆપ અત્યંત શુદ્ધ અને પવિત્ર બની જશે. કારણ કે પરમાત્મા તો જમાઈ- કલેક્ટર કે પ્રધાન કરતાં પણ ઘણા મોટા છે.

પરમાત્મા કેવા છે ?

**યત : પ્રવૃતિ : ભૂતાનામ્ યેન સર્વમિદં તતમ્ । (ગી. ૧૮/ ૪૬)**

જે પરમાત્મા વડે સારા સહિત તમામ ભૂત પ્રાણીમાત્રની પ્રવૃત્તિ ચાલી રહી છે અને જે આ વિશ્વમાં અણુએ અણુમાં ઓતપ્રોત છે તે પરમાત્માને-

**સ્વકર્મણા તમ્ અભ્યર્ચ્ય ।**

તારા એકેએક કર્મથી અભ્યર્ચના કર, પૂજા કર. તારું એકએક કર્મ ભગવાનની પૂજા માટેનું પુષ્પ બનાવી દે, તો-

**સિદ્ધિ વિન્દતિ માનવ :**

તું ચોક્કસ સિદ્ધિને પ્રાપ્ત કરીશ. તેને માટે કોઈ જંગલમાં જઈને ભારે ઉગ્ર તપશ્ચર્યા- સાધના કરવાની નથી. અગર તો કમળનાં કે ગુલાબનાં ફૂલો લાવવાની જરૂર નથી. તું સંસારમાં રહીને તારું જે નિયત કર્મ છે તે ભક્તિભાવપૂર્વક ઈશ્વરપ્રીત્યર્થે પરમાત્માને રાજી કરવાની દૃષ્ટિથી કરીશ તો તે પ્રત્યેક કર્મ પરમાત્માની પૂજાનું પુષ્પ બની જશે.

ભગવાન ગીતામાં સ્પષ્ટ આજ્ઞા કરે છે કે-

**યત્ કરોષિ યદ્ અશ્નાસિ યત્ જુહોષિ દદાસિ યત્ ।**
**યત્ તપસ્યસિ કૌન્તેય તત્ કુરુષ્વ મદર્પણમ્ ॥ (ગી. ૯/૨૭)**

તું જે કાંઈ તારું નિયત કર્મ કરે તે મને અર્પણ કરવાની દૃષ્ટિથી કર અને પછી તું જોજે કે તે દરેક કર્મ આપોઆપ તારાથી શુદ્ધ જ થશે.

ભગવાન કહે છે કે-

**સ્વે સ્વે કર્મણિ અભિરત : સંસિદ્ધી લભતે નર : । (ગી. ૧૮/ ૪૫)**

તું બીજાંના કર્મમાં માથું મારીશ નહિ, તું તારું નિયત કર્મ બરાબર કર.સંસારના નાટકમાં તું સ્ટેજ ઉપર આવ્યો છું. ત્યાં તું તારો પાઠ બરાબર ભજવી બતાવ. બીજા એક્ટરો તેનો પાઠ ભજવવામાં ભૂલો કરે તે જોવાનું કામ તારું નથી. બીજા એક્ટરો તેમના પાઠ ભજવવામાં ભૂલો કરશે તો તેમનો પગાર મેનેજર કાપી લેશે, અગર તો કાઢી મૂકશે, પરંતુ બીજા એક્ટરો તેમનો પાઠ બરાબર કેમ ભજવતા નથી, તેની ભાંજગડમાં તું નકામો પડીશ નહિ. કારણ કે બીજા એક્ટરો બરાબર પાઠ ભજવે છે કે નહિ, તે જોવાનું કામ તારું નથી. તે કામ મેનેજરનું (પરમાત્માનું) છે અને તે જોશે જ. તું નાહક બીજાંની ભાંજગડમાં પડીશ નહિ. તું તારો પાઠ ભાન રાખીને ભજવીશ તો બીજાંઓ પાઠ બરાબર નહીં ભજવે તોપણ મેનેજર (પરમાત્મા) તને કાંઈ નુકસાન કરશે નહિ અને ઠપકો પણ આપશે નહિ.

**''પરાઈ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.''**

This world is a stage, where we all are actors.

તારો પુત્ર તરીકેનો, પિતા તરીકેનો, પતિ તરીકેનો, શેઠ તરીકેનો અગર નોકર તરીકેનો વગેરે જે પાઠ આ વિશ્વના સ્ટેજ ઉપર ભજવવાનો નક્કી થયો હોય તે બરાબર સુંદર એક્ટિંગ કરીને ભજવી બતાવ કે જેથી કરીને તારો મેનેજર (પરમાત્મા) ખૂબ રાજી થાય. બીજા લોકોની તું ચિંતા કરીશ નહિ અને ખોટી ભાંજગડમાં ફસાઈશ નહિ.

તું જે જે કર્મ કરે તે એવી ભાવનાથી કર કે આ કર્મથી હું ભગવાનની પૂજા કરી રહ્યો છું.

**પૂજા તે વિષયોપભોગ રચના નિદ્રા સમાધિસ્થિતિઃ ।**
**સંચાર : પદયો : પ્રદક્ષિણા વિધિ : સ્તોત્રાણિ સર્વા ગિર : ॥**

તુ સંસારમાં જે કોઈ વિષયની રચનાત્મક ક્રિયા કરે તે જાણે કે તું પરમાત્માની પૂજા કરે છે. તું નિદ્રા લેતો હોઉં તો તે વખતે જાણે કે તું પરમાત્માના ખોળામાં માથું મૂકીને તેમનું ધ્યાન સમાધિ કરી રહ્યો છે. તું ઓફિસમાં જાઉં કે બજારમાં જાઉં કે જયાં જયાં જાઉં અને તારા પગનો જયાં જયાં સંચાર થાય, ત્યાં ત્યાં જાણે કે તું પરમાત્માની પ્રદક્ષિણા કરી રહ્યો છે. કારણ કે પરમાત્મા દરેક જગ્યાએ વ્યાપ્ત છે અને તું ઘરમાં, ઓફિસમાં, બજારમાં વગેરે જગ્યાએ જે કાંઈ બોલે છે, વાતચીત કરે તે તમામ વાણીમાં જાણે કે તું પરમાત્માના સ્તોત્ર બોલી રહ્યો છે. એવી ભાવનાથી જો તું તારું પ્રત્યેક કર્મ કરીશ તો તારું એકેએક કર્મ ભક્તિમય બની જશે, ભક્તિમાં પરિણીત થઈ જશે. પછી તારે કાંસી-જોડાં કૂટીને કે રાગડા તાણીને કે મંદિર- મહાદેવમાં હડીઓ-દોટો કાઢીને, ભક્તિ કરવાનો દંભ કરીને, ભગવાનને રાજી કરવાનો મિથ્યા પ્રયાસ કરવાની જરૂર નહિ રહે.

**સ્વકર્મણા તમભ્યર્ચ્ય :**

તારા નિયત કર્મથી જ તું ભગવાનની અભ્યર્ચના-પૂજા કર. પૂજા કરવા માટે ફૂલ-હાર, ચોખા, શીરો પ્રસાદ વગેરે સામગ્રી નહિ હોય તો ચાલશે. તારું એકેએક કર્મ જ પૂજાની અભ્યર્ચનાની સામગ્રી છે. અભ્યર્ચના-પૂજાની ભાવના વગરના કર્મની કશી જ કિંમત નથી. એક ભંગી અભ્યર્ચનાની દૃષ્ટિથી-ભાવનાથી સફાઈનું કામ કરી રહ્યો હોય તો ભગવાનની દૃષ્ટિમાં ભંગીનું સફાઈકામ એક અતિ ઉત્તમ પરમાત્માની પૂજાનું કર્મ છે. જયારે બ્રાહ્મણ પૂજારીની અભ્યર્ચનાની ભાવના વગરની શિવલિંગની પૂજા એ પણ એક નકામી વેઠ છે.

પરમાત્માના આ મહાવિરાટ યંત્રમાં જગતના દરેક માણસને એક ચોક્કસ કામગીરી સોંપવામાં આવેલી છે. તેની જે તે વખતે નક્કી થયેલી કામગીરીને જે તે વખતનું નિયતકર્મ-સ્વકર્મ -સ્વધર્મ કહેવાય છે. દરેક માણસને પોતાના સ્વકર્મ-

સ્વધર્મમાં જાગ્રત રહીને સાવધાનીપૂર્વક કર્મ કરવાનું છે, તેવી ભગવાનની આજ્ઞાન છે. પોતાનો સ્વધર્મ છોડીને નાસી જાય, બૈરા-છોકરાંને રઝળતાં કરી દે, કોઈનું કામ રઝળાવે અને જંગલમાં જઈને ધૂણી ધખાવીને બેસે કે સંન્યાસી- બાવા થઈ જાય તો તેવો પલાયનવાદી પરમાત્માની કોર્ટમાં શિક્ષાને પાત્ર છે. પરમાત્મા ગીતામાં કહે છે કે -

**સ્વધર્મે નિધનં શ્રેય : પરધર્મો ભયાવહ : ।**

કોઈ ગૃહસ્થાશ્રમી પોતાનો સ્વધર્મ છોડીને, બૈરા-છોકરાં મૂકીને વેપાર અગર નોકરીને ઠેબે મારીને-

**નારી મૂઈ ઘરસંપત્તિ નાસી, મુંડ મુંડાઈ ભયેઉ સંન્યાસી ।** (ઉત્તરકાંડ ૧૦૦)

એમ સ્વધર્મ છોડીને પરધર્મ (સંન્યાસીનો ધર્મ) સ્વીકારે અગર તો કોઈ સંન્યાસી પોતાનો આત્મચિંતન, અનાસક્તિયોગ વગેરે સ્વધર્મ છોડીને ઇન્દ્રિયોની લોલુપતાને વશ થઈને ગૃહસ્થીનો ધર્મ (ખટ્કર્મ) સ્વીકારે તો તે જરૂર ભય-દુ:ખમાં આવી પડે.

પરમાત્માએ જે મનુષ્યનું જે સ્વધર્મ-સ્વકર્મ-નિત્યકર્મ નક્કીર કરેલું છે તે તેની શક્તિનો વિચાર કરીને બહુ સમજદારીપૂર્વક કરે છે. પરમાત્મા માણસ કરતાં ઘણા વધારે હોશિયાર છે. અરેરે ! પરમાત્માએ મારે લમણે આ કામ ક્યાં લગાડ્યું- એમ બોલીને પરમાત્માનો દોષ કાઢવો અને પોતાના સ્વધર્મનો ત્યાગ કરવો તે પરમાત્માની ઈચ્છાનો અનાદર કરવા બરાબર છે, ઈશ્વરી યોજનામાં દખલગીરી કરવા બરાબર છે અને ઈશ્વરના અધિકાર સામે પડકાર કરવા બારબાર છે. જગત સમષ્ટિના આવડા મોટા કારખાનામાં તમે તો માત્ર એક સ્પેરપાર્ટ છો અને પરમાત્માએ આ જગતના જબરદસ્ત યંત્રમાં તમને સમજી-વિચારીને જ્યાં ગોઠવ્યાં છે ત્યાં જ સ્થિર રહીને તમારે જગતના માલિકનું આ મોટું યંત્ર ચલાવવામાં તમારે તમારા હિસ્સામાં આવતું નિયત કર્મ સ્વકર્મ-સ્વધર્મ- નિષ્ઠાપૂર્વક પરમાત્મા પ્રત્યેની વફાદારીપૂર્વક તેમની આજ્ઞામાં રહીને બરાબર બજાવવાનું છે. તેમાં તમારે તમારું આગવું ખોટું ડહાપણ ડહોળવાની જરૂર નથી.

હું એલએલ.બી. પાસ કરીને વકીલ થયો, તેના કરતાં એમ.બી.બી.એસ. થઈને ડોક્ટર થયો હોત તો હું દસગણું ધન પ્રાપ્ત કરત એવી ગાંડી વાતો કરીને આજે હવે પચાસ વર્ષની ઉંમરે વકીલાત (સ્વધર્મ) છોડીને તમે દવાખાનું ખોલીને બેસો (પરધર્મ સ્વીકારો) તો તમે ઘણાને મોતને ઘાટ ઉતારો, કારણકે

**પરધર્મો ભયાવહ : ।**

દરેક માણસનું સ્વકર્મ- નિયતકર્મ નક્કી થયેલું હોય છે. બાળક જન્મતાંની સાથે જ પોતાનું સ્વકર્મ- સ્વધર્મ જાણે છે. તે ભૂખ્યું થાય ત્યારે કઈ જગ્યાએ ધાવવું, કેવી રીતે ધાવવું, કેવી રીતે દૂધ ચૂસવું (sucking) તે બરાબરા જાણે છે અને તેની પાછળ પરમાત્માની અલૌકિક પ્રેરણાનું બળ હોય છે. માતા તો ફક્ત પોતાનું સ્તન બાળકના મોમાં મૂકે છે. પરંતુ દૂધ ચૂસવાનું- ધાવવાનું (sucking) સ્વકર્મ-સ્વધર્મ તુરતનું જન્મેલું બાળક પણ પરમાત્માની પ્રેરણાથી જાણે છે અને તે પ્રમાણે તે પોતાનું નિયતકર્મ સ્વભાવને વશ વર્તીને કરે છે. તેમાં માતાએ શીખવવાની જરૂર પડતી નથી. ઘોડાને તરસ લાગી હોય ત્યારે કેવી રીતે પાણી પીવું તે પોતાનું સ્વકર્મ-સ્વધર્મ જાણે છે અને જો તેને તરસ નહીં લાગી હોય તો તમે તેને પરાણે પાઈ શકશો જ નહિ.

You can take a horse to a stream but you cannot make him drink.

તે જ પ્રમાણે બાલ્યાવસ્થામાં ભણવું તે માણસનું સ્વકર્મ-નિયતકર્મ-સ્વધર્મ છે. ગૃહસ્થાશ્રમમાં નોકરી, ધંધો, વેપાર કરીને ન્યાયનીતિથી દ્રવ્ય ઉપાર્જન કરવું. સ્ત્રીપુત્રાદિકનું પાલનપોષણ કરવું અને સમાજના અન્ય આશ્રમવાસીઓની સેવા કરવી તે તેનું નિયતકર્મ છે. એવી જ રીતે વાનપ્રસ્થ અને સંન્યાસીના સ્વકર્મ, સ્વધર્મ, નિયતકર્મ નક્કી થયેલાં છે અને તેમણે તે તે સ્વધર્મ, સ્વકર્મ નિષ્ઠાપૂર્વક ઈશ્વરપ્રીત્યર્થ કરવાનાં છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રના પણ સ્વધર્મ શાસ્ત્રોમાં નિયત થયેલા છે.

માતા-પિતા, પુત્ર, પતિ-પત્ની દરેક પોતપોતાની મર્યાદામાં રહીને સ્વકર્મ-સ્વધર્મ, નિયતકર્મમાં વિક્ષેપ કરવાનો નથી અગર તો પોતાનો સ્વધર્મ બદલવાનો નથી.

શિયાળામાં ગરમ કપડાં પહેરવાં તે સ્વધર્મ છે. ઉનાળામાં ઠંડક રહે તેવો આહાર લેવો, ઠંડક રહે તેવાં કપડાં પહેરવાં તે સ્વધર્મ છે. ચોમાસામાં  છત્રી ઓઢવી તે સ્વધર્મ છે. સવારમાં દાતણ કરવું, શૌચક્રિયા કરવી, બપોરે નોકરી-ધંધો-વેપાર વગેરે નિયત કર્મ કરવાં, રાત્રે ભગવત્ સ્મરણ વગેરે કરવું. આવી રીતે દરેક ઋતુમાં, સમયમાં, કાળમાં, અવસ્થામાં, સ્વધર્મ બદલાતો જાય તે પ્રમાણે દેશ, કાળ, પરિસ્થિતિનો ખ્યાલ રાખીને દરેક માણસે પોતાના સ્વધર્મ-સ્વકર્મ-નિયતકર્મ અવશ્ય કરવાં જોઈએ.

### ૩૭. (૧) પાપ છડે ચોક કરો- પુણ્ય ચોરીછૂપીથી કરો :

ચોરી એક કળા છે. નૈતિકતાની દૃષ્ટિએ વિચાર ના કરીએ તો ચોરી એક જબરદસ્ત અઘરી કળા છે. ચોરીનો અર્થ એ છે કે એવી રીતે કાંઈક કરવું કે સંસારમાં ક્યાંય કોઈને કશી પણ ખબર ના પડે. ખબર પડી જાય તો ચોર ડફોળ કહેવાય.

મારા ઘરમાં ચોર પેસે છે. ધોળા દવિસે પુષ્કળ અજવાળામાં પણ જે ચીજ મને ખોલવી મુશ્કેલ પડે તે રાત્રે અંધારામાં અને તે પણ અજાણ્યા ઘરમાં જરા પણ અવાજ કર્યા વગર ચોર તે વસ્તુને ખોલી કાઢે છે અને મને તેની ખબર પણ પડતી નથી અને જો ચોર કદાચ તેની કશીક નિશાની મૂકતો જાય તો ચોર હજુ કાચો છે, શિખાઉ છે તેમ ગણાય. હજુ તે પાકો ચોર ન ગણાય.

એવી જ રીતે પરમાત્માનો પ્રકાશ-જ્ઞાન મેળવવું તે પણ એક પ્રકારની અલૌકિક ચોરી છે. જો કોઈને ખબર પડી જાય કે તમે સત્યની ખોજમાં છો તો તે ખબર પડી જવી તે પણ સત્યની ખોજમાં બાધકરૂપ છે.

જિસસ ક્રાઈસ્ટ કહે છે કે તમારો ડાબો હાથ શું કરે છે તે તમારા જમણા હાથને પણ ખબર ન પડવી જોઈએ અને તમારી પ્રાર્થના પણ એટલી મૌન હોવી જોઈએ કે પરમાત્મા સિવાય બીજા કોઈને તે સંભળાય નહિ.

આપણી પ્રાર્થનાઓ તો પરમાત્માને સંભળાતી હશે કે કેમ, પરંતુ આડોશપાડોશમાં અને મહોલ્લામાં તો સંભળાતી હોય છે. કદાચ પરમાત્માને સંભળાય કે નહિ તેની આપણને કંઈ પડી નથી, પરંતુ પાડોશી સાંભળે તે જરૂરી અને ઉપયોગી છે તેવું માનીને આપણે જોરશોરથી અને ઊંચા અવાજે બરાડા પાડીને પ્રાર્થના ગાઈએ છીએ.

માણસ ધર્મ-પુણ્ય ઢોલ વગાડીને કરે છે અને અધર્મ-પાપ ચોરીછૂપીથી કરે છે.

સંતો અને શાસ્ત્રો કહે છે કે જેમ તમે પાપ ચોરીછૂપીથી સંતાઈને કરો છો તેવી રીતે ધર્મ પુણ્ય પણ છાનામાના ચોરીછૂપીથી કરો. સંતો અને શાસ્ત્રો આ ઊંધી વાત કરતા હોય તેમ લાગે છે પણ તે ઊંધી વાત નથી. તે બરાબર કહે છે કે પાપ ઉઘાડેછોગ કરો અને પુણ્ય ચોરીછૂપી કરો. કારણ કે પાપ જો તમે ઉઘાડેછોગ કરવા જશો તો તમે કદાપિ નહિ કરી શકો.

જે તમારે નથી કરવું છતાં કર્યું તેમ દેખાડો કરવો છે તે તમે ઢોલ વગાડીને જગજાહેર કરો છો અને જે તમારે ખરેખર કરવું જ છે તે તમે ચોરીછૂપીથી કોઈને પણ ખબર ના પડે તેવી રીતે એકદમ કરી નાખો છો અને આમ કરવામાં જ તમે ગોથું ખાઓ છો.

તમારે પાપ ખરેખર ના કરવું હોય તો તમે તે પાપ ઉઘાડેછોગ કરવા માંડો તો તમે તે પાપ કરી શકશો જ નહિ અને તમારે પુણ્ય પણ ખરેખર ના કરવું હોય અને માત્ર ધોખાબાજી કરવી હોય તો તે પણ તમે ઉઘાડેછોગ કરો અને પછી જુઓ કે તમે લોકોને મૂર્ખ બનાવી શકશો. ડોળ કરી શકશો પરંતુ તે સાચા અર્થમાં પુણ્ય નહિ કહી શકાય. પરંતુ લોકો જાણે કે તમને પાપ કરવું જ છે, તેથી તે ચોરીછૂપીથી કરી લે છે. જ્યારે તેમને પુણ્ય કરવું નથી, માત્ર પ્રચાર કરવો છે, દંભ-ડોળ કરવો છે તેથી તે ઢોલ વગાડીને જગજાહેર કરે છે.

### ૩૭. (૨) **પાપ અગર પુણ્ય જાહેર** (Expose) થતાંની સાથે જ તેનું ફળ નિરોહિત (Evaporate) થઈ જાય છે :

તમે જે પુણ્ય કરો, દાન- સખાવત કરો અને પછી તેની જાહેરાત થાય, તમારો ફોટો અને વખાણ છાપામાં પ્રસિદ્ધ થાય, તમારા નામની તકતી લાગે, તમારાં પુણ્યકર્મ પ્રસિદ્ધ (Expose) થાય કે તુરત જ તેનું ફળ ખતમ (Evaporate) થઈ જાય. તે પુણ્યકર્મનું ફળ તમારાં વખાણ, જશગાથા વગેરેનાં રૂપમાં તમને તાત્કાલિક મળી જાય અને પછી તે કર્મ વળી પાછું ફરીથી સંચિતમાં જમા થઈને પ્રારબ્ધ બનીને બીજી વખત ફળ આપવા સુખ આપવા ઊભું રહે નહિ.

મહાભારતમાં યયાતિ રાજાની વાર્તા આવે છે. આ રાજાએ અસંખ્ય યજ્ઞ, દાન, તપ વગેરે પુણ્યકર્મો કર્યાં, જેના પ્રભાવે કરીને તે ઈંદ્રની ગાદીએ બેસવાનો અધિકારી થયો. તેથી તે રાજા સ્વર્ગમાં ઈંદ્રના દરબારમાં ગયો. ઈંદ્ર ઊભો થઈ ગયો અને સિંહાસનથી હેઠો ઊતરી ગયો અને યયાતિ રાજાને ઈંદ્રની ગાદીએ બેસાડ્યા. ઈંદ્ર પોતે સિંહસાનથી નીચે ઊભો રહીને બે હાથ જોડીને રાજાએ કરેલાં યજ્ઞ, દાન, તપનાં વિગતવાર યશોગાન ભરસભામાં કરવા લાગ્યો.

ઈંદ્રે કહ્યું "રાજન્ ! તમે અનેક હીરામાણેક મોતીનાં દાન કર્યા છે."
રાજાએ હકારમાં સંમતિસૂચક માથું હલાવ્યું, ઈન્દ્રે કહ્યું : રાજન ! તમે સુવર્ણમહોરોનાં દાન કર્યા છે. તમે અસંખ્ય સોનાનાં શિંગડાવાળી દુધાળી ગાયોના દાન કર્યા છે. તમે અસંખ્ય વાવ, કૂવા, તળાવો, ધર્મશાળાઓ, વિશ્વ વિદ્યાલયો, દવાખાનાં બંધાવ્યા. તમે અસંખ્ય ધર્મક્ષેત્રો અને અન્નક્ષેત્રો ખોલ્યા. તમે તમામ ગરીબોને અન્ન વસ્ત્ર ભરપેટ આપ્યાં જેથી તમારા રાજયમાં હવે કોઈ ગરીબ અને નિરક્ષર નથી. તમે અનેક યજ્ઞો કરાવ્યા અને ગૌબ્રાહ્મણ, ઋષિમુનિઓ, સંતોને ખૂબ સંતુષ્ટ કર્યા વગેરે વગેરે....'

આવી રીતે રાજાએ કહેલા એકએક પુણ્યકર્મને ઇન્દ્ર ઊભો ઊભો વિગતવાર ગણાવતો ગયો અને રાજાની ઈન્દ્રની ગાદી ઉપર બેઠો બેઠો અહંકારમાં સંમતિસૂચક માથું હલાવતો ગયો. આવી રીતે રાજાના તમામ પુણ્યનું પૂરેપુરું વર્ણના પૂરું થયું અને રાજાએ સતત માથું હલાવતાં તમામ પુણ્યકર્મોની જાહેરાત-કબૂલાત કરી કે તુરત જ ઈંદ્રે રાજાને કહ્યું કે આપ મહારાજા હવે ઈન્દ્રની ગાદી ઉપરથી હેઠે ઊતરી જાઓ, કારણ કે આપનાં તમામ પુણ્યકર્મ જાહેર (Expose) થઈ ગયાં એટલે હવે તે તમામ પુણ્યકર્મનાં ફળ ખતમ (Evaporate) થઈ ગયાં. માટે હવે તમે ઈન્દ્રની ગાદી ઉપર બેસવાનાં અધિકારી મટી ગયા છો. તમારાં પુણ્યકર્મના ફળ સ્વરૂપે ઈન્દ્રની ભરસભામાં તમારી વાહ વાહ બોલાઈ ગઈ. તમારાં ખૂબ ખૂબ વખાણ-ગુણગાન ગવાઈ ગયાં તે જ તમારાં પુણ્યોનું ફળ તમોને મળી ગયું અને તે રીતે પુણ્યકર્મ તમોને તાત્કાલિક ફળ આપીને શાંત થઈ ગયાં. હવે તે કર્મો સંચિતમાં જમા થવાનાં રહ્યાં નહિ અને પ્રારબ્ધ બનીને તે કર્મો તેઓને ફરીથી ફળ આપવા આવશે નહિ.

એવી જ રીતે પાપકર્મની જો તમે જાહેરાત કરો તો તે પણ ખતમ-તિરોહિત (Evaporate) થઈ જાય, મહાત્મા ગાંધીજીએ નાનપણમાં જે પાપકર્મો કર્યા- પટાવાળાની બીડીઓનાં ઠૂંઠાં ફૂંક્યાં, માંસ ખાધું, વેશ્યાને ઘેર ગયા, બાપના ખિસ્સામાંથી ચોરી કરી, બાપના મૃત્યુની છેલ્લી ઘડીઓ ગણાતી હતી, તે વખતે પણ વિકારને વશ થઈને પત્ની સાથે સહશયન કર્યુ વગેરે જે પાપકર્મો તેમણે કરેલાં, તે તમામ તેમણે તેમની આત્મકથામાં કબૂલાત કરીને જગજાહેર કર્યાતા. એટલે તેમનાં તે પાપકર્મોનું ફળ નષ્ટ તિરોહિત (Evaporate) થઈ ગયું. તેવી રીતે ઠક્કરબાપા, ભિક્ષુ અખંડાનંદ વગેરે સંતોએ પણ પોતે પરસ્ત્રીગમન કર્યાનાં પાપકર્મોનું તેમની જીવનકથામાં હિંમતપૂર્વક નિખાલસભાવે વર્ણન કરેલું છે. તે રીતે તેઓ તે પાપકર્મનો પશ્ચાત્તાપ કરીને તેના અશુભ ફળથી મુક્ત થયા છે, અને તેમના હૃદયનો ભાર મનોવ્યથા ભોગવીને હળવો કરેલો છે. મહર્ષિ વ્યાસે જાહેર કર્યું કે મારી મા હલકી વર્ણની માછીમારની છોકરી હતી. તેમણે કદાચ એમ જાહેર કર્યુ હોત કે મારી મા ભાવનગરના કોઈ નાગરની કન્યા હતી તો પણ કોણ તેમને ખોટા ઠરાવવાનું હતું ? નારદજીએ  શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે મારી મા સંન્યાસીઓના આશ્રમમાં લૂગડાં-વાસણ ધોવાનું અને કચરાપૂજા કાઢવાનું કામ કરતી હતી અને સંન્યાસીઓનું એઠું-જૂઠું ખાતી હતી. મહાન પુરુષોએ અને સંતોએ પોતાની એબ ચોખ્ખા હૃદયની જાતે કરીને હિંમતપૂર્વક ઉઘાડી કરી છે અને તેમાં તેમણે લોકનિંદાની કોઈ પરવા કરી નથી પરંતુ તેમાં તેમણે સાચી વાતની રજૂઆત હિંમતપૂર્વક કરી છે;  અને તેથી જ સંસારમાં કોઈ તેમની નિંદા કરવાની હિંમત કરી શકતું નથી. જયારે આપણે તો પાપકર્મ સંતાડ-સંતાડ કરીએ છીએ અને તેથી જ આપણે ચોરીછૂપીથી કરેલાં પાપનાં ફળ રોતે રોતે ભોગવીએ છીએ (ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રોવે તેવી રીતે.)

સતીરાણી તોરલ જેસલ જાડેજાને કહે છે કે-

**પાપ તારું પરકાશ જાડેજા, ધરમ તારો સંભાળ રે**
**તારી હોડલીને બૂડવા નહી દઉં**
**જાડેજા રે તોરલ કહે છે જી.**

અને જેસલ જાડેજા પણ પોતાનાં પાપ જાહેર કરતાં કહે છે કે-

**લૂંટી કુંવારી નાર સતી રાણી, લૂંટી કુંવારી નાર રે**
**વન કેરાં મોરલાં મારિયાં તોરલદે રે**
**એમ જેસલ કહે છે જી.**
**જેટલા માથાના વાળ સતી રાણી, જેટલા માથાના વાળ રે**
**તેટલાં કુકર્મો મેં કર્યાં તોરલદે રે**
**એમ જેસલ કહે છે જી,**
વગેરે વગેરે...

માણસ માત્ર ભૂલને પાત્ર છે. અનેક જન્મ જન્માંતરની વાસનાઓ અને કામનાઓ અંતઃકરણના પટ ઉપર લેપાયેલી પડેલી છે, તેના જોરથી કદાચ માણસ ઘોર પાપકર્મો કરી બેસે, પરંતુ જો તે તેના ખરા અંતઃકરણપૂર્વક પશ્ચાતાપ કરીને ભગવાન સામે બે હાથ જોડીને ઊભો ઊભો નાનું બાળક રડે તેમ ધ્રુસકે ને ધ્રુસકે આંખોમાંથી ડબક ડબક આંસુ નીકળતાં હોય તેમ પોક મૂકીને રડી પડે તો ભગવાન તેની જીવનનૌકાને સંસારસાગરમાંથી ડૂબકા ખાતી અચૂક બચાવી લે.

ભગવાને એક લાખ રૂપિયાના સ્ટેમ્પ ઉપર દસ્તાવેજ લખાણ કરી આપીને ગીતામાં છાતી ઠોકીને હિંમત આપતાં કહ્યું છે કે-

**અપિ ચેત્ સુદુરાચારઃ ભજતે મામ્ અનન્યભાક્ ।**
**સાધુરેવ સ મંતવ્ય : સમ્યક્ વ્યવસિતો હિ સ : ॥** (ગી. ૯/૩૦)

**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શાશ્વત્ શાંતિ નિગચ્છતિ ।**
**કૌન્તેય પ્રતિજાનીહિ ન મે ભક્તઃ પ્રણશ્યતિ ॥** (ગી. ૯/૩૧)

**તેષાં અહં સમુદ્ધર્તા મૃત્યુસંસારસાગરાત્ ।**
**ભવામિ ન ચિરાત્ પાર્થ મય્યાવેશિતચેતસામ્ ॥** (ગી. ૧૨/૭)

મહાનમાં મહાન પાપી પણ મારા આગળ પાપનો પશ્ચાતાપ કરીને રડી પડે તો હું તેને તાત્કાલિક સંસારસાગરમાં ડૂબતો બચાવી લઉં છું. તેનો હું નાશ થવા દેતો નથી. આવી હિંમત ભગવાન સિવાય બીજું કોણ આપી શકે ?

માળા નહિ ફેરવીએ, રામનામ ના લઈએ, ચંડીપાઠ ના કરીએ, ગીતાનું પારાયણન ના કરીએ, ભાગવત્ સપ્તાહ ના સાંભળીએ તો ચાલે, પરંતુ માત્ર આપણે પોતે અત્યાર સુધી કરેલાં તમામ પાપોનું એક લિસ્ટ આપણે જાતે બનાવીએ. (કારણ કે આપણે કરલાં એકેએક પાપ આપણાં સિવાય બીજું કોઈ જાણતું નથી.) અને તે પાપોનું લિસ્ટ ભગવાનની પાસે બેસીને ઊંટા પશ્ચાત્તાપ સાથે રોતાં રોતાં દરરોજ વાંચી જઈએ તો પવિત્ર થઈ જઈએ. પરંતુ આપણે હિક્કડ હૈયાના આટલું કરવા તૈયાર નથી. માત્ર માળા ફેરવવાનો, પારાયણ કરવાનો દંભ કરીને દુનિયાને ઠગવા નીકળ્યા છીએ અને તેથી જ હસતાં હસતાં કરેલાં પાપ કર્મના ફળરૂપે દુઃખરોતા રોતાં પેટ ભરીને ભોગવીએ છીએ.

### ૩૮. પુરુષાર્થથીની પ્રારબ્ધ ફેરવી શકાય ?

પ્રારબ્ધકર્મ ભોગવવા માટે પ્રારબ્ધકર્મને અનુરૂપ જ શરીર પ્રાપ્ત થાય છે. તે શરીરકાળ દરમિયાન તમામ પ્રારબ્ધકર્મો ભોગવાઈ રહે પછી જ દેહ પડે છે. ત્યાં સુધી દેહ ધારણ કરી જ રાખવો પડે છે.

શરીરકાળ દરમિયાન ભોગવવાનાં પ્રારબ્ધકર્મોના ચાર મુખ્ય વિભાગ પાડી શકાય :

૧. અતિ તીવ્ર પ્રારબ્ધ ૨. તીવ્ર પ્રારબ્ધ
૩. મંદ પ્રારબ્ધ ૪. અતિ મંદ પ્રારબ્ધ

**૧. અતિ તીવ્ર પ્રારબ્ધ :** અતિ તીવ્ર પ્રારબ્ધનું કર્મફળ ગમે તેટલો પ્રબળ પુરુષાર્થ કરીએ તોપણ અટકાવી શકાતું નથી. જીવાત્માનો જુદી જુદી યોનિઓમાં જન્મ થાય છે તે અતિ તીવ્ર પ્રારબ્ધનું ફળ છે. અતિ તીવ્ર પ્રારબ્ધ કોઈ પણ રીતે ગમે તેવા પ્રબળ પુરુષાર્થથી ફેરવી શકાય જ નહિ. દા.ત. ગધેડામાંથી ઘોડો કે ઘોડામાંથી ઊંટ કે પક્ષી બની શકે નહિ. મનુષ્યને પણ તેનો દેહ અતિ તીવ્ર પ્રારબ્ધ-ધર્મવશાત્ મળેલો છે અને તેમાં કંઈ ફરેફાર કરી શકાય જ નહિ. દા.ત., પુરુષનો દેહ મળ્યો હોય તો સ્ત્રીના દેહમાં પરિવર્તન કરી શકાય નહિ. તેવી જ રીતે સ્ત્રીનો દેહ મળ્યો હોય તેને પુરુષદેહમાં ફેરવી શકાય નહિ. પૂર્વજન્મમાં કરેલું મહાન પુણ્યકર્મ અથવા અતિ ઘોર પાપકર્મનું અતિ તીવ્ર પ્રારબ્ધ બને છે અને તે કદાપિ ટાળી શકાતું નથી. જેમ ધનુષ્યમાંથી છૂટેલું તીર પાછું ખેંચી શકાતું નથી અગર તો થૂકેલું જેમ ફરી ગળી શકાતું નથી તેમ પૂર્વજન્મમાં કરેલું મહાન પુણ્યકર્મ અગર અતિઘોર પાપકર્મ ફળરૂપે પરિપક્વ થઈને પ્રારબ્ધરૂપે સામી છાતીએ આવીને ઊભું જ રહે છે. અને હસતાં હસતાં કરેલા પાપ રોતાં રોતાં પણ ભોગવ્યા સિવાય છૂટકો થતો નથી.

**૨. તીવ્ર પ્રારબ્ધ :** તીવ્ર પ્રારબ્ધ તીવ્ર પુરુષાર્થથી- પ્રબળ પુરુષાર્થથી કંઈક અંશે ફેરવી શકાય છે. તીવ્ર પ્રારબ્ધને હળવું બનાવવા કરેલો પ્રબળ પુરુષાર્થ ઘણે ભાગે નિષ્ફળ જતો નથી. કારણ કે પ્રારબ્ધ તીવ્ર હોય પણ ક્રિયમાણનું સર્જન આપણી ઈચ્છા મુજબ કરી શકીએ છીએ. નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રભુપ્રાર્થના, નામસ્મરણ, સત્સંગ,

શાસ્ત્રોનો અભ્યાસ અને તે પ્રમાણે જીવનમાં ઉતારેલું આચરણ તેમજ તે પ્રમાણેનો પુરુષાર્થ દારુણ દુઃખને હળવું બનાવી શકે છે.

**૩. અને ૪. મંદ અને અતિ મંદ પ્રારબ્ધ :** મંદ અને અતિ મંદ પ્રારબ્ધ પ્રબળ પુરુષાર્થથી નિષ્ફળ બનાવી શકાય છે. પ્રારબ્ધવાદીઓના કહેવા પ્રમાણે જો બધું જ પ્રારબ્ધને આધીન હોય તો પછી વેદો, ઉપનિષદો, ગીતા, ભાગવત, રામાયણ વગેરે ધર્મશાસ્ત્રોમાં આપેલા માર્ગદર્શન મુજબનો પુરુષાર્થ તદ્દન નકામો થઈ જાય. એટલે માટે મંદ અને અતિ મંદ પ્રારબ્ધને નિષ્ફળ બનાવવા માટે શાસ્ત્રોએ અને સંતોએ જણાવેલ શાસ્ત્રવિહિત કર્મ (Prescribed action) અને શાસ્ત્રનિષિદ્ધ કર્મ (Prohibited action) ને ખ્યાલમાં રાખીને તે પ્રમાણે શુભ કર્મો કરવાનો, અને અશુભ કર્મોનો ત્યાગ કરવાનો પુરુષાર્થ સતત કરવો જ જોઈએ. પુરુષાર્થ વગરનું પ્રારબ્ધ આંધળું છે.

પ્રારબ્ધકર્મ 'અદૃષ્ટ'ના નામથી ઓળખાય છે. ભૂતકાળમાં- ગયા જન્મોમાં આપણે કરેલાં કર્મો કેવાં પ્રકારનાં છે. અને તે કેવા પ્રકારનું પ્રારબ્ધકર્મ બનીને આપણી સામી છાતીએ આવીને ઊભું રહેશે તે આપણે જાણતાં નથી, મનુષ્ય પોતાનાં પ્રારબ્ધકર્મનાં ફળથી અજ્ઞાન હોવાને લીધે પ્રારબ્ધને 'અદૃષ્ટ' એવું નામ આપવામાં આવ્યું છે. પ્રારબ્ધ અને પુરુષાર્થ જીવનનાં એક જ ત્રાજવાનાં બે પલ્લાં છે. એક પલ્લામાં અદૃષ્ટરૂપી કાટલાં પડેલાં છે અને બીજા પલ્લામાં માણસે પોતાની શક્તિ અનુસાર વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને પુરુષાર્થ રૂપી દ્રવ્ય ભરવાનું છે.

## ૩૯. માણસ જાણી-જોઈને પાપ શા માટે કરે છે ?

આ ઘણો અગત્યનો સવાલ છે. આવો જ પ્રશ્ન અર્જુને ગીતામાં શ્રીકૃષ્ણને પૂછેલો છે. આ મૂંઝવણ એકલા અર્જુનની જ નથી. અર્જુનને તો વ્યાસજીએ આ પ્રશ્ન પૂછવામાં માત્ર નિમિત્ત બનાવ્યો છે. ખરેખર તો આ પ્રશ્ન મારો, તમારો અને આપણાં બધાંયનો છે. આ મૂંઝવણ તો આપણાં સર્વની છે. અજાણતાં પાપ થઈ જાય તેની વાત જુદી છે, પરંતુ માણસ જાણી જોઈને પાપ શું કરવા કરે ?

અર્જુન ભગવાનને પૂછે છે-

**૧. અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પુરુષ :** માણસ કોની પ્રેરણાથી પાપ કરે છે ?
**૨. અનિચ્છન્નપિ....** અને તે પણ તેની ઈચ્છા નહિ હોવા છતાં શું કામ પાપ કરે છે ?
**૩. બલાદિવ નિયોજિત :** બળપૂર્વક ધક્કો મારીને માણસને પરાણે પાપ કોણ કરાવે છે ?

ઉપરના ત્રણ પ્રશ્નો મુદ્દાના છે, અને ખૂબ વિચારવા જેવા છે.
માણસ જાણે છે કે જૂઠું બોલવું તે પાપ છે, અધર્મ છે. છતાં દિવસમાં અનેક વખત જૂઠું બોલે છે. ચોર બરાબર જાણે છે કે ચોરી કરવી તે પાપ છે, અધર્મ છે, છતાં પણ તે ચોરી કરે છે. માણસ સારી પેઠે જાણે છે કે પ્રામાણિક થવું તે ધર્મ છે, છતાં અપ્રામાણિકતા અનેક વખત આચરે છે. ધર્મ કોને કહેવાય અને ન કહેવાય તે શાસ્ત્રો અને સંતોએ ઢોલ વગાડીને લોકોને સમજાવ્યું છે. આપણે બધાં તે સારી રીતે સાંભળીએ છીએ અને જાણીએ છીએ છતાં ધર્મનું આચરણ છોડીને અધર્મમાં જોડાઈએ છીએ.

દુર્યોધન જેવો દુષ્ટાત્મા પણ મહાભારતમાં કબૂલાત કરે છે કે -

**જાનામિ ધર્મ ન ચ મે પ્રવૃત્તિ : ।**

ધર્મ શું છે તે હું જાણું છું છતાં તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી અને-

**જાનામિ અધર્મં ન ચ મે નિવૃત્તિઃ ॥**

અધર્મ શું છે તે પણ હું બરાબર જાણું છું છતાં તેમાંથી હું નિવૃત્ત થતો નથી. પછી થોડોક વિચાર કરીને તે પોતે જ આગળ પોતાનો અનુભવ કહે છે કે...

**કેનાપિ દેવેન હૃદિ સ્થિતેન**
**યથા નિયુક્તોઽસ્મિ તથા કરોમિ ।**

કોઈ એક દુષ્ટભાવ કોઈ પ્રબળ દેવ (અગર દાનવ) જે મારા હૃદયમાં બેઠેલો છે તે મને જેમ સુઝાડે છે તેમ હું કરું છું.

દુર્યોધન નાલાયક માણસ હોવા છતાં તેણે આટલી નિખાલસતા બતાવી અને તેણે જાતે જ કબૂલ કર્યું છે કે કોઈ દુષ્ટભાવ તેના હૃદયમાં બેઠેલો છે, જે તેને પાપકર્મમાં પ્રવૃત્ત કરે છે.

જ્યારે આપણે તો આટલી કબૂલાત કરવા પણ તૈયાર નથી. આપણે તો જાણી જોઈને પાપકર્મ કર્યા પછી પણ એવું સાબિત કરવા પ્રયત્ન કરીએ છીએ કે મેં કર્યું છે તે મેં કર્યું છે માટે પાપકર્મ નથી. એટલે આપણે તો દુર્યોધનના મોઢામાં થૂંકીએ તેવા દુષ્ટ એક રીતે ગણાઈએ.

અર્જુને પૂછેલો સવાલ ખૂબ વિચારવા જેવો છે.
**અથ કેન પ્રયુક્તોઽયં પાપં ચરતિ પુરુષઃ ।**
**અનિચ્છન્નપિ વાર્ષ્ણેય બલાદિવ નિયોજિતઃ ।** (ગી. ૩/ ૩૬)

કોનાથી પ્રેરાઈને માણસ પાપ આચરે છે ? અને તે પણ તેની ઈચ્છા નહિ હોવા છતાં એને બળપૂર્વક ધક્કા મારીને કોણ પાપકર્મ કરાવે છે ?

સૌને કંકુના ચાંલ્લા ગમે છે. કોઈને મેશના ગમતા નથી. છતાં શા માટે માણસ કંકુના કરવાને બદલે મેંશના ચાંલ્લા કરે છે ? દરેક માણસ ઈચ્છે કે તે સત્યવક્તા બને, પ્રામાણિક માણસ તરીકે દુનિયામાં પ્રખ્યાત થાય તો સારું છતાં તે શા માટે અસત્ય અને અપ્રમાણિકતાનું આચરણ જાણી જોઈને કરે છે અને પાપમાં પડે છે ?

ભગવાન શ્રીકૃષ્ણે સ્વમુખે ગીતામાં અર્જુનને કૃપા કરીને આ પ્રશ્નનો સ્પષ્ટ જવાબ નીચે પ્રમાણે આપ્યો છે :

**કામ એષ : ક્રોધ એષ : રજોગુણ સમુદ્ભવ :**

માણસના અંતઃકરણમાં રહેલી અનેક જન્મ જન્માંતરની કામનાઓ અને વાસનાઓ તેને પાપકર્મ કરવા પ્રવૃત્ત કરે છે.

એક નાની સુંદર સફેદ રંગની ધોળી સુંવાળી રૂવાંટીવાળી બિલાડીને અત્તરથી નવરાવીને સરસ મજાના પફ-પાઉડર ચોપડીને, સુંદર રેશમી વસ્ત્રો પહેરાવીને ઊંચા આસનવાળી મખમલની ગાદી ઉપર ગુલાબનો હાર પહેરાવીને બેસાડી હોય તો તે ડાહીડમરી થઈને શાંતિથી કદાચ બેસી રહે, પરંતુ જો તેને એક નાની ઉંદરડી જોડે ખૂણામાં દોડતી જતી દેખાય તો તરત જ તેની જન્મજાત વાસનાના જોરે લફ દઈને ઊંચી ગાદી ઉપરથી ભૂસકો મારે જ. તેવી જ રીતે માણસ ગમે તેટલો જ્ઞાની કે પંડિત દેખાતો હોય પરંતુ તેના અંતકરણમાં પડેલી કામનાઓ અને વાસનાઓ ઉશ્કેરનાર સંયોગ, પદાર્થ અગર વ્યક્તિ પ્રાપ્ત થતાંની સાથે જ તે પાપકર્મ કરવા દોટ મૂકે જ, અને તેની કામનાના સંતોષની આડે આવનાર

ઉપર ક્રોધ કરે જ છે. આવે વખતે તેની પાસે જો સતત સત્સંગથી પ્રાપ્ત થયેલું વિવેક અને વૈરાગ્યનું બળ ના હોય તો તેનું અધ:પતન થતાં વાર લાગે જ નહિ અને તે પાપના ફળસ્વરૂપે પેદા થયેલું દુ:ખ તેને અવશ્ય ભોગવવું જ પડે.

**૪૦. દરેક કર્મ ક્રિયા છે પરંતુ દરેક ક્રિયા કર્મ નથી :**

ક્રિયા અને કર્મ આ બે શબ્દોમાં ભેદ ખાસ સમજવા જેવો છે. શારીરિક ક્રિયા દેખી શકાય છે, પરંતુ માનસિક ક્રિયા દેખી શકાતી નથી.

ક્રિયા ત્રણ પ્રકારની હોય છે :

**૧. ફક્ત શારીરિક ક્રિયા**
**૨. ફક્ત માનસિક ક્રિયા**
**૩. માનસિક સાથેની શારીરિક ક્રિયા**

(૧) **શારીરિક ક્રિયા :** શારીરિક ક્રિયાઓ બે પ્રકારની છે. ૧. અનૈચ્છિક ક્રિયાઓ ૨. ઐચ્છિક ક્રિયાઓ.

શરીરથી કેટલીક ક્રિયાઓ આપણી ઈચ્છા ના હોય તો પણ થયા જ કરતી હોય છે. તેને અનૈચ્છિક ક્રિયા કહે છે. દાખલા તરીકે તમે શ્વાસોચ્છ્વાસ લો છો, તમારા હૃદયના ધબકારા ચાલે છે, તમારી નાડીઓમાં લોહી સતત દોડ્યા કરે છે, તમારી હોજરીમાં પાચનક્રિયા ચાલે છે. તમારી આંખો-પાંપણો પટ પટ થાય છે- વગેરે આ બધી ક્રિયાઓ તમારી ઈચ્છા ના હોય તો પણ સતત થયા જ કરવાની. તેને તમે રોકી શકો જ નહિ અને રોકવા જાઓ તો મરી જવું પડે.

શરીર કેટલીક ક્રિયાઓ તમારી ઈચ્છાથી કરે છે. દાખલા તરીકે તમે હાથ ઊંચા કરો, પગ લાંબા કરો, ટૂંટિયું વાળો, એક પગે ઊભા રહો, શીર્ષાસન કરો, દોડો- કૂદો વગેરે. આ બધી ઐચ્છિક અને અનૈચ્છિક શારીરિક ક્રિયાઓમાં જ્યાં તમારું મન સંલગ્ન નથી હોતું અને મનના ગમા અણગમા રાગદ્વેષ નથી હોતા તેથી તે ગીતાની ભાષામાં કર્મ નથી.

(૨) **માનસિક ક્રિયા :** કેટલીક ક્રિયાઓ તમે ફક્ત મનથી જ કરો છો અને શરીરથી કરતા નથી. દા.ત. મનમાં વિચાર કરો છો. મનથી કોઈનું ભલું અગર બૂરું ઈચ્છો-મનમાં ને મનમાં તમે કોઈને ગાળો દો છે. આ બધી માનસિક ક્રિયાઓ જ્યાં સુધી શારીરિક ક્રિયામાં પરિણીત ના થાય ત્યાં સુધી તે માત્ર માનસિક ક્રિયા તરીકે જ રહે છે અને તે કર્મની વ્યાખ્યામાં આવી શકે નહિ. ક્રિયામાં હેતૂવૃત્તિ કે અહંકાર ઉમેરાય ત્યારે જ તે કર્મ બને છે.

તમે મનથી કોઈ ગુનો કરવાનો વિચાર કરો, કોઈને લાફો મારવાનો વિચાર કરો પરંતુ જ્યાં સુધી શારીરિક રીતે (Physically) તમારા હાથથી તમે તે માણસના ગાલ ઉપર તમાચો મારો નહિ ત્યાં સુધી તે કર્મ ગુનો (offence) બને નહિ, એટલા માટે ફોજદારી કાયદામાં સરકારે એક કલમ રાખેલી છે.

Intention to commit an offence is not an offence.

ગુનો કરવાનો માત્ર ઈરાદો (માત્ર માનસિક ક્રિયા) તે ગુનો (કર્મ) કહેવાય નહિ. (પૂછી જોજો કોઈ ફોજદારી વકીલને.) આ ફોજદારી કાયદો કલિયુગમાં લખાયેલો છે એટલે કલિયુગનાં વખાણ કરતા ગોસ્વામી તુલસીદાસજીએ પણ રામાયણમાં કહ્યું છે કે -

**કલિયુગ કર યહ પુનિત પ્રતાપા**

**માનસ પુણ્ય હોઈ નહિ પાપા ॥** (ઉત્તરકાંડ ૧૦૩)

કલિયુગમાં માનસિક પુણ્ય કરો તો પુણ્ય થાય. પરંતુ માત્ર માનસિક પાપ કરો તો તે લાગતું નથી. એનો અર્થ એવો નથી કે માણસને માનસિક પાપ કરવાની છૂટ છે. માટે તે માનસિક પાપ કર્યા કરે તો કશો વાંધો નહિ. ખરો ભાવાર્થ એ છે કે કલિયુગમાં માણસ કદાચ ભૂલથી કંઈક ખોટો વિચાર અગર મનથી પાપ કરી બેસે પરંતુ પાપ શરીરથી કરતાં પહેલાં જો તે આ પાપી વિચાર માટે પેટ ભરીને પસ્તાવો કરે અને પરમાત્માની અંતઃકરણપૂર્વક માફી માગે તો તે પાપ તેનું માફ થઈ શકે છે. આવી વ્યવસ્થા માત્ર કલિયુગમાં છે, સતયુગમાં નથી તેવું શાસ્ત્રો કહે છે. જો માણસ જાણી જોઈને માનસિક પાપ કરે અને તેને માટે પસ્તાવો કરવાને બદલે સતત માનસિક પાપ કરતો જ રહે તો એક વખત એવોય આવે કે જ્યારે તેનું માનસિક પાપ તેના શરીરને ધક્કો મારીને તેને ફરજિયાત શારીરિક પાપ-ક્રિયા કરાવે જ અને તે વખતે તે ''ક્રિયા'' ''કર્મ'' બની જાય અને આવું ક્રિયમાણ કર્મ તાત્કાલિક અગર તો સંચિતમાં જમા રહીને કાળે કરીને પાકીને પ્રારબ્ધ બનીને સામી છાતીએ આવીને ઊભું જ રહે અને તે વખતે હસતાં હસતાં કરેલું પાપ તેને રોતાં રોતાં પણ ભોગવવું પડે. તેમાં છૂટકો થાય જ નહિ.

(૩) **માનસિક સાથેની શારીરિક ક્રિયા :** મનની કામનાઓ અને ઈચ્છાઓને સંતોષવા માટે તથા મનના કર્તાપણાના અભિમાનથી અને મનના રાગદ્વેષોથી પ્રેરાઈને અંગત સ્વાર્થ માટે કરેલી તમામ શારીરિક ક્રિયાઓને ''કર્મ'' કહેવાય છે અને આવાં ક્રિયમાણ કર્મોનાં ફળસ્વરૂપે પાપપુણ્ય, સુખદુઃખ ભોગવ્યે જ છૂટકો. આવાં ક્રિયમાણ કર્મ કદાચ તાત્કાલિક ફળ ના આપી શકે તો આપણે અગાઉ જોઈ ગયાં તેમ થોડો અગર વધારે વખત સંચિત કર્મ તરીકે જમા પડ્યા રહે અને તે કાળે કરીને પાકે ત્યારે પ્રારબ્ધ બનીને કર્મફળ ભોગવાવે જ અને પછી જ શાંત થાય.

કોઈ પણ 'ક્રિયા' ને સારી અગર ખરાબ કહી શકાય નહિ. ક્રિયા સારી પણ નથી અને ખરાબ પણ નથી. બસ ''ક્રિયા'' તો ''ક્રિયા'' જ છે. પરંતુ જ્યારે તેમાં મનનો અહંકાર, રાગ-દ્વેષ, કામના, વાસનાનો અંશ ઉમેરાય ત્યારે તે ક્રિયાને કર્મ કહેવાય છે. અને તે કર્મ સારું અગર ખરાબ કહેવાય છે અને તેથી પુણ્ય અગર પાપ બંધાય છે, જેના ફળ સ્વરૂપે સુખ અગર દુઃખ ભોગવવા જીવને દેહ ધારણ કરવો પડે છે, અને જન્મ મરણનાં ચક્કરમાં બંધાઈ જાય છે. આ વિશ્વમાં કર્મફળનો કાયદો પ્રવર્તે છે, ક્રિયાફળનો નહિ. નાનું અજ્ઞાન બાળક અજાણતાં નાના જંતુઓ મારી નાખે તો તે માત્ર તેની ક્રિયા બની રહે છે. તેને કર્મનો કાયદો લાગુ પડતો નથી. માણસ અજાણતાં અસંખ્ય જીવજંતુઓની હિંસા કરે છે. પાણી, દૂધ, શાકભાજી, અનાજ, ઈંધન, શ્વાસોચ્છ્વાસમાં અસંખ્ય જીવજંતુઓની હિંસા કરવા છતાં જ્યાં સુધી તેની પાછળ મનની રાગદ્વેષવાળી સભાન કર્તવ્યબુદ્ધિ ભળી નથી ત્યાં સુધી તે ''ક્રિયા'' હોઈ ''કર્મ'' બનતી નથી અને તેથી તે હિંસા ગણાતી નથી.

ટૂંકમાં, 'ક્રિયા' અને 'કર્મ'નો તફાવત નીચે આપેલા કોઠાથી સમજી શકાય.

ક્રિયા

| | | |
|---|---|---|
| શારીરિક | શારીરિક + માનસિક | માનસિક |

કર્મ

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ઐચ્છિક | અનૈચ્છિક | | | | સ્વૈચ્છિક | અનૈચ્છિક |
| | | | | વિચારો, ઇરાદાઓ વગેરે | સ્વપ્ન, વગેરે | ગભરાટ |
| | ક્રિયમાણ | સંચિત | પ્રારબ્ધ | | | |

**૪૧. (૧) અકર્મ- કર્મ- વિકર્મ :**

કર્મની આ ત્રણ સંજ્ઞાઓ છે. ભગવાન ગીતામાં કહે છે કે-

**કર્મણો હ્યપિ બૌદ્ધવ્યં બૌદ્ધવ્યં ચ વિકર્મણ : ।**
**અકર્મણશ્ચ બૌદ્ધવ્યં, ગહના કર્મણો ગતિ : ।।** (ગી. ૪/૧૭)

કર્મની ગતિ ગહન છે તેનું કબૂલ કરીને ભગવાન કહે છે કે -

**કર્મણ : ગતિ : બૌદ્ધવ્યમ્**
**વિકર્મણ : ગતિ : બૌદ્ધવ્યમ્**
**અકર્મણશ્ચ ગતિ : બૌદ્ધવ્યમ્ ।**

કર્મની ગતિ જાણી લેવી. વિકર્મની ગતિ જાણી લેવી. અકર્મની ગતિ પણ જાણી લેવી. કારણ કે કરમની ગતિ ગહન છે.

આ બાબતમાં ભગવાનનો અભિપ્રાય વાસ્તવમાં શું છે, તે જાણવો ઘણો જ કઠણ છે. તેથી જુદા જુદા ભાષ્યકારોએ આ ત્રણ શબ્દોના જુદા જુદા અર્થ તેમના મંતવ્ય પ્રમાણે કરેલા છે. સાધારણ રીતે વિદ્વાનોએ કર્મ, વિકર્મ અને અકર્મના જે સર્વસામાન્ય અર્થ કરેલો છે તે જોતાં જણાય છે કે-

(૧) આ લોક અને પરલોકમાં જેનું ફળ સુખદાયી હોય તેવી ઉત્તમ ક્રિયાનું નામ 'કર્મ' (Prescribed action) કહેવાય.

(૨) જેનું ફળ આ લોકમાં ને પરલોકમાં દુઃખદાયી હોય તેનું નામ વિકર્મ (Prohibited action) કહેવાય.

(૩) જે કર્મ અગર કર્મત્યાગ કોઈ પણ ફળની ઉત્પત્તિનું કારણ ના બને તે અકર્મ (Inaction) કહેવાય.

સાધારણ રીતે આપણે તો મન, વાણી અને શરીરથી થતી તમામ ક્રિયાઓને કર્મ કહીએ છીએ અને તેથી કરીને કર્મ, વિકર્મ અને અકર્મના અર્થ સમજવામાં તકલીફ પડે છે. એટલે તો ભગવાન પણ ગીતામાં કહે છે કે-

**કિં કર્મ કિં અકર્મેતિ**
**કવયોઽપ્યત્ર મોહિતા : ।** (ગી. ૪/૧૬)

કર્મ એટલે શું અને અકર્મ એટલે શું તે સમજવામાં તો મોટા મોટા બુદ્ધિમાન પુરુષો પણ ગોથું ખાઈ જાય છે કારણ કે તેની ગતિ ગહન છે.

આ ઉપરથી એમ લાગે છે કે માત્ર મન, વાણી અને શરીરની સ્થૂલક્રિયા અગર અક્રિયાનું નામ કર્મ, વિકર્મ અગર અકર્મ નથી પરંતુ કર્તાની ભાવનાને અનુસાર કોઈપણ ક્રિયા પ્રસંગોપાત્ત કર્મ-વિકર્મ અગર તો અકર્મ (Prescribed action, Prohibited action અને Inaction)ના રૂપમાં પરિણીત થતી હોય છે. આ વાત નીચેના દૃષ્ટાંતોની સમજી શકાશે.

## ૧. કર્મ (Prescribed action) :

સાધારણ રીતે મન-વાણી-શરીરથી થતી શાસ્ત્રવિહિત ઉત્તમ ક્રિયાને જ (Prescribed action) કર્મ કહેવાય. પરંતુ શાસ્ત્રવિહિત વિધિપૂર્વકની ક્રિયા પણ કર્તાના જુદા જુદા પ્રકારના ભાવો ઉપર આધાર રાખે છે અને તેથી જ તે

ક્રિયા કરનારની અમુક પ્રકારની ભાવનાને લીધે તે કેટલીક વખત ‘કર્મ’ને બદલે ‘વિકર્મ’ અગર ‘અકર્મ’ પણ બની જાય છે. દાખલા તરીકે-

(૧) ફળની ઈચ્છા શુદ્ધ ભાવનાપૂર્વક જો શાસ્ત્રસંમત વિધિથી ઉત્તમ કર્મ કરાય તો તે “કર્મ” કહેવાય. પરંતુ,

(૨) તે કર્મ ફળની ઈચ્છાપૂર્વક યજ્ઞ, તપ, દાન, સેવાના રૂપમાં વિધેય કર્મ છતાં ખરાબ દાનતથી પ્રજાનું અનિષ્ટ કરવાની ઈચ્છાથી (પરસ્યોત્સાદનાર્થ) કરવામાં આવે તો તે કર્મ તમોગુણ- પ્રધાન હોવાથી વિકર્મ (Prohibited action) બની જાય છે, પરન્તુ

(૩) તે જ કર્મ જો કર્તાપણાના અભિમાન સિવાય અંગત રાગદ્વેષથી પ્રેરાયા વિના, સમષ્ટિના કલ્યાણ માટે ભગવત્ પ્રીત્યર્થે કરવામાં આવે તો તે ‘કર્મ’ ‘અકર્મ’ બની જાય છે.

## ૨. વિકર્મ (Prohibited action) :

સાધારણ રીતે મન-વાણી-શરીરથી કરાતી હિંસા, અસત્ય, ચોરી વગેરે નિષિદ્ધ કર્મ ‘વિકર્મ’ કહેવાય છે.
પરંતુ આવાં વિકર્મ પણ કર્તાની ભાવના અનુસાર કર્મ વગર અકર્મમાં બદલાઈ જાય છે.
દા.ત. (૧) આ લોક અગર પરલોકમાં ફળ મળવાની ઈચ્છાપૂર્વક સાચી દાનતથી, શુદ્ધ ભાવથી જૂઠ, હિંસા, ચોરી વગેરે ક્રિયા ( જે દેખીતી રીતે દુનિયાની દૃષ્ટિએ વિકર્મ ગણાય) તે ગીતાની ભાષામાં ‘કર્મ’ કહેવાય. શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને જૂઠું બોલવાની પ્રેરણા (abetment) કરી, અર્જુને પોતાના ગુરુ દ્રોણની તથા પોતાના જ દાદા ભીષ્મની હિંસા કરી, શ્રીકૃષ્ણે સ્યમંતક મણિ તથા ગોકુળમાં માખણની ચોરી કરી છતાં આ ક્રિયાઓ વિકર્મમાં નહિ ગણાતાં ‘કર્મ’માં બદલાઈ જાય છે.
(૨) કર્તાપણાના અભિમાન સિવાય રાગદ્વેષથી પ્રેરાયા સિવાય, સમષ્ટિના કલ્યાણ માટે કરેલું ‘વિકર્મ’ પણ અકર્મ બની જાય છે. પ્રતિજ્ઞાનો ભંગ કરવો તે પાપ ‘વિકર્મ’ કહેવાય છતાં શ્રીકૃષ્ણ પ્રતિજ્ઞાનો ભંગ કરીને યુદ્ધમાં શસ્ત્ર (રથચક્ર) પકડીને ભીષ્મ જેવા સત્યપ્રતિજ્ઞને મારવા દોડ્યા તે વિકર્મ નહિ પરંતુ ‘અકર્મ’ (Inaction) ગણાય.

## ૩. અકર્મ (Inaction)

મન, વાણી, શરીરની તમામ ક્રિયાઓ બંધ કરી દઈએ તેને જ અકર્મ કહેવાય તેવું નથી. ખરેખર તો મન, વાણી, શરીરની ક્રિયાઓ સંપૂર્ણ પણે તો બંધ થઈ શકે જ નહિ.

**નહિ કશ્ચિત્ ક્ષણમપિ જાતુ તિષ્ઠતિ અકર્મકૃત ।** (ગી. ૩/૫)

કોઈ પણ માણસ એક ક્ષણ પણ ક્રિયાહીન રહી શકે જ નહિ.
**નહિ દેહભૃતા શક્યં ત્યક્તું કર્માણિ અશેષતઃ ।** (ગી. ૧૮/૧૧)

દેહ ધારણ કરનાર કોઈ પણ માણસ કે પ્રાણીને માટે સંપૂર્ણ પણે ક્રિયાનો ત્યાગ કરવાનું શક્ય જ નથી. એટલે નીચે જણાવેલા કર્મને “અકર્મ” કહી શકાય.

**૧. કર્તાપણાના અભિમાન સિવાય કરેલાં કર્મ.**
**૨. રાગદ્વેષથી પ્રેરાય સિવાય કરેલા કર્મ.**
**૩. શુદ્ધબુદ્ધિથી પોતાની પવિત્ર ફરજ સમજીને કરેલાં નિત્યકર્મ.**
**૪. મારો ભગવાન રાજી થાય તેવી ભાવનાથી ભગવત્ પ્રીત્યર્થે કરેલાં કર્મ.**

**૫. સમષ્ટિના કલ્યાણ માટે કરેલાં કર્મ.**
**૬. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ કરીને કરેલાં કર્મ.**
**૭. નિષ્કામ કર્મ.**

ઉપર્યુક્ત અકર્મ પણ કરનાર કર્તાની હૃદય ભાવનાફેરને લીધે કેટલીક વખત 'કર્મ' અગર 'વિકર્મ' બની જાય છે. દા.ત.,

(૧) મન, વાણી શરીરની તમામ ક્રિયાઓનો ત્યાગ કરીને એકાંતમાં બેઠેલો ક્રિયારહિત કોઈ સાધક પુરુષ પોતાને સંપૂર્ણ ક્રિયાઓનો ત્યાગી તરીકેનો અહંકાર ધારણ કરીને દેખીતી રીતે તે કંઈ પણ ક્રિયા નહિ કરતો હોવા છતાં કર્મત્યાગનો અહંકાર હોવાને લીધે તેનું એ ત્યાગરૂપ 'કર્મ' પણ અકર્મ બની જાય છે. એટલે તેનું ત્યાગરૂપ 'અકર્મ' પણ કર્મ બની જાય છે. તેણે કર્મ કર્મત્યાગ કર્યાનું કર્યું ગણાય.

(૨) પોતાનું કર્તવ્ય પ્રાપ્ત થયું છતાં ભય અગર સ્વાર્થને લીધે અગર તો જવાબદારીથી છટકવા માટે કર્તવ્ય કર્મથી મોઢું ફેરવી લે અને વિહિત કર્મો ના કરે અથવા ખરાબ દાનતથી લોકોને ઠગવા માટે કર્મોનો ત્યાગ કરે તો દેખીતી રીતે કે કંઈ પણ કર્મ નહિ કરતો હોવા છતાં તેનું 'અકર્મ દુઃખરૂપી ફળ ઉત્પન્ન કરનારું જ બને તે 'અકર્મ' પણ 'વિકર્મ' બની જાય.
ઉપર પ્રમાણે કરેલી ચોખવટથી જણાશે કે કર્મ, અકર્મ, વિકર્મનો નિર્ણય માત્ર ક્રિયાશીલતા અગર તો નિષ્ક્રિયાતાથી જ ના થઈ શકે. કર્મ કરનાર કર્તાના હૃદયના ભાવ લક્ષ્ય અગર હેતુને ધ્યાનમાં રાખી તે પ્રમાણે તેની ક્રિયાને કર્મ, અકર્મ અગર વિકર્મ કહી શકાય. કયા હેતુથી, કયા ભાવથી, શા ઉદ્દેશથી ક્રિયા કરવામાં આવે છે તે જાણીને પછી જ તે ક્રિયા કર્મ છે કે અકર્મ કે વિકર્મ છે તેનો નિર્ણય થઈ શકે.

ટૂંકાણમાં કહીએ તો ગીતાના ચોથા અધ્યાયના શ્લોકમાં કર્મ, વિકર્મ અને અકર્મ શબ્દો જે ભગવાને વાપર્યા છે તેનો સાદો અર્થ એ થાય કે-

**કર્મ એટલે સત્કર્મ- સારું કર્મ- પુણ્યકર્મ.**
**વિકર્મ એટલે ખરાબ કર્મ- પાપકર્મ.**

કર્મ કે પુણ્યકર્મના સત્કર્મના ઝાડને સુખનાં ફળ બાઝે અને વિકર્મ (પાપકર્મ)ના ઝાડને દુઃખના ફળ બાઝે અને સુખ અગર દુઃખ ભોગવવા તો દેહ ધારણ કરવો જ પડે. દેહના બંધનમાં તો આવવું જ પડે. માત્ર ફેર એટલો જ કે કર્મ (સત્કર્મ) સોનાની બેડી છે, જ્યારે વિકર્મ (પાપકર્મ) લોખંડની બેડી છે. પરંતુ છેવટે કર્મ (સત્કર્મ) અગર વિકર્મ (પાપકર્મ) બન્ને દેહની જેલમાં જીવાત્માને બેડી બંધન સમાન જ ગણાય. તેનાથી મોક્ષ એટલે કે બંધનથી મુક્તિ મળી શકે નહિ.

જ્યારે અકર્મ અલૌકિક વસ્તુ છે તેમાં ક્રિયા થતી હોવા છતાં કર્તાપણાનું અભિમાન રાગદ્વેષ વગેરે નહિ હોવાથી તેમ જ ઈશ્વરપ્રીત્યર્થે સમષ્ટિના કલ્યાણ માટેની ક્રિયા હોવાથી અકર્મ - inaction બની જાય છે અને તે સંચિતમાં જમા થતાં નથી, તેથી કર્મ તે અકર્મ મોક્ષ (જન્મમરણમાંથી મુક્તિ)નું સાધન બની શકે છે.
ભગવાન આગળ એક બીજી સરસ વાત કહે છે -

**કર્મણિ અકર્મ યઃ પશ્યેત્ અકર્મણિ ચ કર્મ યઃ।**
**સ બુદ્ધિમાન્ મનુષ્યે ષુ સ યુક્તઃ કૃત્સન્ન કર્મકૃત ॥** (ગી. ૪/૧૮)

**દેખે કર્મ અકર્મમેં, કર્મનમાંહિ અકર્મ**
**પંડિત યોગી શ્રેષ્ઠતમ કરત સર્વ હી કર્મ**

**કરત સર્વહી કર્મ કર્મમેં લિપ્ત ન હોવે**
**જાનત કર્મ અકર્મ- શાંત મન સુખસે સોવે**
**કરે દેહસે કર્મ આપકો નિષ્ક્રિય દેખે**
**ભોલા જ્ઞાની સોય, આપમેં સબકો દેખે**

કર્મમાં જે અકર્મ જુએ અને અકર્મમાં જે કર્મ જુએ તે માણસ જ ખરેખર બુદ્ધિમાન અને તે જ યોગી અને તે જ સંપૂર્ણ કર્મોને યથાવત્ કરનાર છે.

કર્મમાં અકર્મ જોવું એટલે શું ? અને અકર્મમાં કર્મ જોવું એટલે શું ? આ એક બહુ સમજવા જેવી વાત છે. કર્મમાં અકર્મને દેખો- આ ઊલટી વાત દેખાય છે. કર્મમાં અકર્મ જોવાનો અર્થ એ છે કે પોતે કર્મનો કર્તા હોવા છતાં જાણે કે હું કર્મનો કર્તા નથી એવો ભાવ પેદા થાય. આવો ભાવ ક્યારે પેદા થાય ? કર્મ કરતી વખતે પોતે સાક્ષીભાવે રહે, દ્રષ્ટાપદે રહે તો જ આવો ભાવ પેદા થાય. દાખલા તરીકે, ભોજન કરતી વખતે તમે જાણો કે- હું ભોજન કરતો નથી, હું માત્ર સાક્ષીભાવે જોઈ રહ્યો છું. કે શરીરને ભૂખ લાગી છે અને શરીર ભોજન કરે છે. હું તો માત્ર સાક્ષીપદે દ્રષ્ટાપદે રહીને ભોજનની ક્રિયા જોઈ રહ્યો છું. - આ સ્થિતિ લાવવી બહુ કઠણ નથી. થોડા જાગ્રત રહેવાની જરૂર છે.

સ્વામી રામતીર્થ એક વખત અમેરિકામાં એક રસ્તા ઉપરથી ચાલતા પસાર થતા હતા ત્યારે રસ્તામાં કેટલાક લોકોએ તેમને ગાળો દીધી અને મશ્કરીઓ કરી. જેને ત્યાં ઊતર્યા હતા ત્યાં સ્વામી રામતીર્થ પાછા ફર્યા ત્યારે તેઓ ખૂબ આનંદથી હસવા લાગ્યા. ત્યારે ઘરના માણસો પૂછવા લાગ્યા કે શું થયું ? શાથી આમ અકારમ હસો છો ? સ્વામી રામતીર્થે કહ્યું કે હું અકારણ નથી હસતો. આજે હું રસ્તા ઉપરથી પસાર થતો હતો ત્યારે કેટલાક લોકો રામને મળ્યા ને રામને ગાળો દેતા હતા અને રામની મશ્કરીઓ કરતા હતા. ઘરના માણસોને આ વાત સાંભળીને નવાઈ લાગી. કારણ કે સ્વામીજીની ભાષા તેમની સમજમાં આવી નહિ. ખુદ રામતીર્થ ઊઠીને એમ કહે છે કે કેટલાક લોકો રામને મળ્યા અને રામને ગાળ દીધી અને રામની મશ્કરીઓ કરી, આ કેવું ? સ્વામી રામતીર્થ આગળ કહેવા લાગ્યા કે લોકો રામને ગાળો દેતા હતા અને મશ્કરી કરતા હતા તેથી રામ થોડી મૂંઝવણમાં પડ્યા હતા, અને રામને મૂંઝવણમાં પડેલા હું જોઈ રહ્યો તો અને રામને ગાળો દેનાર લોકોને પણ હું જોઈ રહ્યો હતો.

ઘરના લોકોએ સ્વામી રામતીર્થને પૂછ્યું કે આ વાત શી છે અને તમે કેવી વાતો કરો છો ? તમે ભાનમાં છો કે નશામાં છો ?

સ્વામી રામતીર્થે કહ્યું કે હું તો સંપૂર્ણ ભાનમાં છું. પણ તમે બધા નશામાં છો. હું ભાનમાં છું, તેથી તો આ વાત કરું છું. જો નશામાં હોત તો હું એમ સમજત કે પેલા માણસો મને ગાળો દે છે. પરંતુ હું સંપૂર્ણ ભાનમાં હતો તેથી હું જાણતો હતો કે પેલા માણસો મને ગાળો નથી દેતા પરંતુ રામને ગાળો દે છે. તેથી હું સાક્ષીરૂપે દ્રષ્ટારૂપે રહીને પેલા ગાળો દેનારા માણસો સામે માત્ર નિર્વિકાર ભાવે જોઈ રહ્યો હતો. 'રામ' એ હું એ બે અલગ છે એવો સાક્ષીભાવ દ્રષ્ટાપદ કેળવાય તો કર્મમાં પણ અકર્મ દેખાય.

તમે ભોજન કરી રહ્યા છો ત્યારે રામ ભોજન કરી રહ્યા છે એવું તમે સાક્ષીભાવે જોયા કરો. રામને ભૂખ લાગી છે, રામને ઊંઘ આવી છે. તેમ સાક્ષીરૂપે છેટા ઊભા રહીને જુઓ. આમ છેટા ઊભા રહીને સાક્ષીરૂપે જોવાની કળા જ કર્મને અકર્મ બનાવી દે છે. ત્યારે માણસ કર્મ કરતો હોવા છતાં એકર્તા બની જાય છે.

પરંતુ એથી વધારે અઘરી બીજી વાત ભગવાન કહે છે કે 'અકર્મણિ ચ કર્મ યઃ પશ્યેત્' - અકર્મમાં કર્મ જુએ તે ખરો જ્ઞાની છે. કાંઈ પણ નહિ કરતો હોવા છતાં પણ કર્તા જેવો થઈ જાય. પહેલા વાત સમજવી સહેલી છે કે જો સાક્ષી ભાવ

હોય તો કર્મ થતું હોવા છતાં એવું ના લાગે કે હું કર્મ કરું છું. માત્ર દ્રષ્ટાપદે જોઈ રહ્યો છું. પણ આ બીજી વાત જરા અઘરી છે- જે કર્મ ના કરતો હોવા છતાં કર્મ કરતો લાગે.

ખરું જોતાં તે પહેલી વાતમાં કહેલી સાક્ષી ભાવે રહેવાની, દ્રષ્ટાપદે રહેવાની સ્થિતિ જો કેળવાય તો બીજી વાતમાં કહેલી સ્થિત સ્વાભાવિક રીતે, તેની મેળે જ પ્રાપ્ત થઈ જાય છે. કારણ કે તે સ્થિતિમાં આ સમગ્ર સંચારચક્ર ચલાવનાર પરમાત્મા સાથે તાદાત્મ્ય અનુભવાય છે અને તે પરમાત્માની તમામ શક્તિઓ પોતાની જ શક્તિઓ છે. તેવો ભાવ જાગ્રત થાય છે અને સૃષ્ટિમાં જે કાંઈ થઈ રહ્યું છે તે પોતે જ કરી રહ્યો છે તેવો કર્તાપણાનો ભાવ સ્થિર થાય છે. સ્વામી રામતીર્થ એક વખત ખૂબ આનંદમાં આવી જઈને કહેવા લાગ્યા કે જુઓ ! આ સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, નક્ષત્રો, પૃથ્વી વગેરેને સૌના પહેલાં મેં જ ગતિ આપેલી છે, અને ગતિમાન કર્યા છે, ચાલતા ફરતા કર્યા અને હું જ તેમને સર્વેને સર્વથા ગતિમાન- ફરતા રાખું છું. મેં જ સૌથી પહેલાં ચાંદ તારાઓને ઈશારો કર્યો અને ગતિમાન કરી દીધા છે. લોકોએ પૂછ્યું તમે ? ભરોસો પડતો નથી ? રામે કહ્યું કે હા, મેં એટલે રામતીર્થે જ નહિ- મેં એટલે શરીરધારી રામતીર્થે નહિ પરંતુ તેનાથી અલગ જે હું છું તેણે.

આ પ્રમાણે અંદર જે સાક્ષીરૂપે બેઠેલ છે તે દ્રષ્ટાપદે ઊભો રહે તો તેને સર્વશક્તિશાળી પરમાત્મા સાથે તાદાત્મ્ય થઈ જાય છે અને તે કાંઈ પણ નહિ કરતો હોવા છતાં તે બધું જ કરે છે. આનું નામ અકર્મમાં પણ કર્મ જોવું તે. પછી તે ખાલી બેઠો હોય તોપણ તે બધું જ કરી રહ્યો છે. હવાને પણ ચલાવે છે, વૃક્ષને પણ તે ઉગાડે છે, ફૂલને પણ તે ખીલવે છે. તે વૃક્ષ નીચે આંખ મીંચીને બેઠેલો હોવા છતાં તે જ ચંદ્ર તથા સૂર્યને ચલાવે છે.

**સ બુદ્ધિમાન્ મનુષ્યેષુ, સ યુક્ત : કૃત્સ્ન કર્મકૃત્ ।**

તે જ પુરુષ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન છે અને તે જ યોગી સંપૂર્ણ કર્મોને કરવાવાળો છે. કર્મ સહજ થવાથી તેનું અકર્મ બને છે. સહજ સ્વાભાવિક કર્મને જ અકર્મ કહે છે.

સૂર્યનારાયણ ઊગે છે કે તુરત કરોડો ડોલોથી ઉલેચવા જઈએ તો પણ ના ઉલેચાય તેવા ગાઢ અંધકારને તાત્કાલિક દૂર કરે છે. છતાં તમે સૂર્યનારાયણને પૂછો કે આપે આવો ગાઢ અંદકાર દૂર કર્યો તે બદલ આપનો આભાર માનીએ તો સૂર્યનારાયણ એમજ કહે કે મેં અંધકાર દૂર કર્યો જ નથી. પરંતુ મારા અસ્તિત્વ માત્રથી અંધકાર એની મેળે જ સહજ રીતે જ, સ્વાભાવિક રીતે જ, દૂર થઈ ગયો છે. અને જો તેમ ના થાય તો મારા અસ્તિત્વનો કશો અર્થ જ નથી. મારું સૂર્યનારાયણ તરીકેનું નામ જ ભૂંસાઈ જાય. આ કર્મમાં અકર્મ જોવાનો અને અકર્મમાં કર્મ જોવાનો પ્રત્યક્ષ દાખલો છે. ભયંકર, પ્રગાઢ અંધકારને દૂર કરતા હોવા છતાં સૂર્યનારાયણ કાંઈ કરતા નથી અને કાંઈ પણ નહિ કરતા હોવા છતાં તે પ્રગાઢ ભયંકર અંધકારને (ઉદય થતાં જ) તાત્કાલિક દૂર કરે છે.

ભમરડો જ્યારે તેની Highest Velocity ઉપર સંપૂર્ણ રીતે ફરતો હોય છે, ત્યારે આપણે કહીએ છીએ કે ભમરડો ઊંઘે છે. આ કર્મમાં અકર્મ જોવાનો દાખલો છે. યંત્રનું પૈડું જોરથી ફરે છે ત્યારે ફરતું નથી પરંતુ સ્થિર ઊભું હોય તેવું દેખાય છે.

પ્રકાશ કરવો અને અંધકાર દૂર કરવો તે સૂર્યનો સહજ સ્વભાવ- સ્વધર્મ છે. કૂકડો પરોઢિયે બોલે છે તે તેનો સહજ ધર્મ છે. તેને માટે તેને કોઈએ માનપત્ર આપ્યું નથી. કિલકિલ કરવું તે પક્ષીનો સહજ ધર્મ છે, બાની યાદ આવવી તે બચ્ચાંનો સહજ ધર્મ છે. ઈશ્વરનું સ્મરણ કરવું તે સંતોનો સહજ ધરમ છે.

સમષ્ટિના કલ્યાણ માટે, લોકસંગ્રહાર્થે, ભગવદ્પ્રીત્યર્થે, રાગદ્વેષથી પ્રેરાયા સિવાય સ્વાભાવિક રીતે તમામ કર્મ કરવા તે સાધુપુરુષોનો સહજ ધર્મ છે. અને તેમનાં તેવાં તમામ કર્મ અકર્મ દશાએ પહોંચેલાં છે તેમ સમજવું.

સેવાકર્મો જ્ઞાનીનાં સહજ કર્મો છે. ઉપકાર કરવાનો તેનો સ્વભાવ થઈ જાય છે. હું ઉપકાર નહિ કરું તેવું તે કહે તો પણ તે તેના માટે અશક્ય છે. સંન્યાસ આથી પરમ ધન્ય અકર્મ સ્થિતિ છે.

બેસી રહો, તો પણ એક ક્રિયા થી, બેસવું ક્રિયાપદ છે. કેવળ વ્યાકરણ દૃષ્ટિથી જ એ ક્રિયા છે તેવું નથી. સૃષ્ટિશાસ્ત્રમાં પણ બેસવું એ ક્રિયા જ છે. કર્મ ન કરવું એ પણ કર્મનો જ એક પ્રકાર છે. ચોવીસ કલાક કર્મ કરવામાં મંડ્યો રહેવા છતાં સૂર્ય લેશ માત્ર કર્મ આચરતો નથી.

સૂર્ય કર્મ કરવા છતાં કર્મ કરતો નથી એવી સ્થિતિનું વર્ણન કર્યું. તેવો તેનો બીજો પ્રકાર પણ છે. તે કોઈ પણ કર્મ કરતો નથી છતાં આખી દુનિયા પાસે કર્મ કરાવે છે. એ એની બીજી બાજુ છે. તેનામાં પાર વગરની પ્રેરક શક્તિ છે. અકર્મની એ જ ખૂબી છે. અનંત કાર્યને સારું જરૂરી શક્તિ અકર્મમાં ભરેલી હોય છે.

વરાળને પૂરી રાખો તો તે પ્રચંડ કામ કરે છે. એ પૂરી રાખેલી વરાળમાં અઢળક શક્તિ પેદા થાય છે. મોટી મોટી આગગાડી તે સહેજ રમતમાં ખેંચી જાય છે.

આમ, કર્મ અને અકર્મ બન્ને અસામાન્ય છે. એક પ્રકારમાં કર્મ ખુલ્લું છે. અને અકર્માવસ્થા ગુપ્ત હોય છે. બીજામાં અકર્માવસ્થા ખુલ્લી દેખાય છે, પણ તેને લીધે અનંત કર્મ ઠાંસીને ભરેલું હોવાથી પ્રચંડ કાર્ય પાર પાડે છે. જેની અવસ્થા આવી અવસ્થા સિદ્ધ થયેલી હોય તેની અને આળસુ માણસની વચ્ચે મોટો ફેર છે.

સૂર્ય જાતે કશા હોંકારા કરતો નથી પણ તેને જોતાંની સાથે પક્ષીઓ ઊડવા માંડે છે, ઘેટાં-બકરાં નાંચવા માંડે છે. વેપારીઓ દુકાન ઉઘાડે છે, ખેડૂતો ખેતરમાં જાય છે, અને જગતના જાતજાતના વહેવારો ચાલુ થાય છે. સૂર્ય કેવળ હોય એટલું જ પૂરતું છે. એટલાથી અનંત કામો ચાલુ થાય છે. આ અકર્માવસ્થામાં અનંત કર્મોની પ્રેરણા ભરેલી છે.

**૪૧. (૨) કર્મ અને અકર્મમાં જ્ઞાનીઓ પણ ગૂંચવાય છે :**

ભગવાન ગીતામાં કબૂલ કરે છે કે-

**કિં કર્મ કિં અકર્મ ઈતિ કવય : અપિ અત્ર મોહિતા : ।** (ગી. ૪/૧૬)

કર્મ શું છે અને અકર્મ શું છે એવા આ વિષયમાં બુદ્ધિમાન પુરુષો (કવિઓ) પણ મોહિત થઈ ગયા છે.

કર્મ શું છે અને અકર્મ શું છે તેમાં બુદ્ધિમાન માણસો પણ નિર્ણય કરી શકતા નથી. આ વાત દેખીતી રીતે બહુ વિચિત્ર લાગે છે. કારણ કે કર્મ શું છે ને અકર્મ શું છે તે તો સાધારણ બુદ્ધિનો એ અભણ માણસ પણ સમજી શકે.

કર્મ શું કહેવાય અને કર્મ શું ના કહેવાય તે તો આપણે બધા સાધારણ જીવો પણ જાણતા હોઈએ તેવું લાગે છે. તો પછી ભગવાન એમ કેમ કહે છે કે બુદ્ધિમાન માણસો એટલે કે જ્ઞાનીઓ પણ કર્મ અને અકર્મનો ભેદ સમજી શકતા નથી. માટે ભગવાનની વાણીમાં કંઈક ગૂઢ અર્થ સમાયેલો છે, જે આપણે જાણવો જોઈએ. કદાચ આપણે જેને કર્મ કહીએ છીએ તે ભગવાનના અર્થમાં કર્મ નહિ ગણાતું હોય અને આપણે જેને અકર્મ માનીએ છીએ તે કદાચ અકર્મ નહિ હોય. ગીતાની ભાષા અટપટી નથી. પરંતુ જીવન અટપટું છે એટલે આપણને એવું લાગે છે.

આપણે જેને કર્મ કહીએ છીએ તે ખરેખર કર્મ Action નથી હોતું પરંતુ ઘણે ભાગે તે પ્રતિકર્મ Reaction હોય છે.

કોઈ પણ આપણને ગાળ દે અને આપણે તેની સામે ગાળ દઈએ તો આપણે જે ગાળ દીધી તે આપણું કર્મ Action ના ગણાય પરંતુ તે પ્રતિકર્મ- Reaction કહેવાય.

કોઈ આપણું  બહુમાન- હાર પહેરાવે અને આપણે તેની પ્રશંસા કરીએ- આનંદિત થઈએ તે આપણે આનંદિત થયા, પ્રશંસા કરી તે આપણું કર્મ Action નહિ પરંતુ પ્રતિકર્મ -Reaction ગણાય.

ખરેખર તો આપણે મોટે ભાગે જીવનમાં કર્મ નહિ પરંતુ પ્રતિકર્મ Reaction જ કરતા હોઈએ છીએ. આપણાં તમામ કર્મ મોટે ભાગે આપણી અંદરથી, સહજભાવે, સ્વાભાવિક સ્ફુરણાથી Spontaneous થતાં હોતાં નથી. પરંતુ બહારનાં પરિબળોથી પ્રેરાઈને કરાતાં હોય છે.

કોઈ આપણને ધક્કો મારે અને આપણને ક્રોધ આવી જાય, કોઈ આપણું બહુમાન કરે અને આપણે અહંકાર જાગ્રત થાય, કોઈ આપણને ગાળ દે અને આપણે તેને સામી ગાળ દઈએ. કોઈ આપણને પ્રેમના શબ્દો કહે ને આપણે ગદ્ગદિત થઈ જઈએ, આ બધાં આપણાં પ્રતિકર્મ- Reaction છે.

સૂક્ષ્મ દૃષ્ટિથી જુઓ તો કોઈ આપણને ગાળ દે ત્યારે આપણે સામી ગાળ દેતા નથી પરંતુ દેવી પડે છે. જો તમે ગાળ દો તો તે કર્મ અને ગાળ દેવી પડે તો તે પ્રતિકર્મ કહેવાય, પરંતુ મને કોઈ ગાળ દે અગર ધક્કો મારે છતાં તમે ઉપેક્ષાવૃત્તિથી તેને સામી ગાળ ના દો તો તમે ગાળ ના દેવાનું કર્મ કર્યું ગણાય. એવી જ રીતે તમારું કોઈ બહુમાન ના કરે તોપણ તેની પ્રશંસા કરો. તમે તે પ્રશંસા કરવાનું કર્મ કર્યું ગણાય. તમને કોઈ પ્રેમના શબ્દો ના કહે છતાં તમે તેના પ્રત્યે પ્રેમભાવે ગદ્ગદિતથઈ જાઓ તો તે તમારું કર્મ ગણાય.

કર્મ એટલે સહજ સ્વાભાવિક રીતે સ્વેચ્છાએ Spontaneous સ્વધર્મ સમજીને કરેલું નિયત અને શાસ્ત્રવિહિત કર્મ- Prescribed action, જે શુદ્ધબુદ્ધિ, વ્યાવસાયાત્મિકા બુદ્ધિની સ્ફુરણાથી પ્રેરિત- Inspired થયેલું હોય તે કર્મ. જ્યારે પ્રતિકર્મ એટલે બહારનાં પરિબળોથી પ્રયુક્ત થયેલું Propelled- મજબૂરીથી કરેલી ક્રિયા.

ભગવાન બુદ્ધ સંબંધી એક વાર્તા મારા વાંચવામાં આવી છે.
એક માણસ ભગવાન બુદ્ધ ઉપર થૂંક્યો. બુદ્ધે સહજ ભાવે પોતાની ચાદર વડે તે થૂંક લૂછી નાખ્યું અને બિલકુલ મનમાં પણ ક્રોધ લાવ્યા સિવાય સ્વાભાવિક ભાવથી પૂછ્યું કે “બીજું કાંઈ કહેવું છે ?”

પેલો માણસ એકદમ વિચલિત થઈ ગયો. અને થોડો ખચકાયો. શું જવાબ આપવો તે તેને સૂઝ્યું નહિ. બુદ્ધ કંઈક પ્રતિકર્મ કરશે, કંઈક ગુસ્સો કરશે, કેમ થૂંક્યો એવું કાંઈ પૂછશે તે આશાથી તે માણસ પોતાનો સાચો જવાબ તૈયાર કરી આવેલો. પરંતુ આવું કાંઈ બન્યુ નહિ તેથી તે દ્વિધામા પડી ગયો, મુશ્કેલીમાં મુકાઈ ગયો, અને બુદ્ધને પૂછ્યું ‘તમે આ શું પૂછો છો ?’

બુદ્ધે કહ્યું : ‘હું બરાબર પૂછું છું કે તમારે બીજું કાંઈ કહેવું છે ?’

પેલા માણસે કહ્યું : ‘પણ મેં તમને કાંઈ કહ્યું નથી. માત્ર આપની ઉપર થૂંક્યો છું.’

બુદ્ધે કહ્યું : ‘તમે થૂંક્યા, પણ હું સમજ્યો તમે કાંઈક કહ્યું, કારણ કે થૂંકવું એ પણ કંઈક કહેવાની એક રીત છે. કદાચ તમારા મનમાં એટલો બધો ક્રોધ ભરાઈ ગયો હશે કે જે શબ્દોમાં તમે કહી ન શક્યા તે તમે થૂંકીને કહ્યું, કારણ કે ક્રોધ એટલી બધી હદે પહોંચી ગયો હશે કે તે શબ્દો દ્વારા વ્યક્ત કરવો શક્ય નહિ હોય. હું પણ કેટલીક વખત ઘણી વાતો

કહેવાની ઈચ્છા કરું છું જે શબ્દો નથી કહી શકતો ત્યારે ઈશારાથી એ વાતો કહેવી પડે છે. તેવી જ રીતે તમે તમારો ભયંકર ક્રોધ શબ્દોથી જ પ્રદર્શિત ના કરી શક્યા તેથી થૂંકીને ઈશારાથી જણાવ્યો તે વાત હું સમજી ગયો.'

પેલા માણસે કહ્યું : 'તમે કાંઈ સમજ્યા નથી. મેં તો માત્ર ક્રોધ કર્યો છે.'

બુદ્ધે કહ્યું : 'હું બરાબર સમજ્યો છું કે તમે ક્રોધ કર્યો છે.'

પેલા માણસે પૂછ્યું : 'તો પછી તમે સામે ક્રોધ કેમ નથી કરતા ?'

બુદ્ધે કહ્યું : 'તમે મારા માલિક નથી. તમે ક્રોધ કરો એટલા માટે હું પણ ક્રોધ કરું તો તો હું તમારો ગુલામ કહેવાઉ. હું તમારી પાછળ પાછળ ચાલનારો, તમારી છાયા નથી. તમે ક્રોધ કર્યો, બસ વાત ખતમ થઈ ગઈ. હવે મારે શું કરવું તે હુ કરીશ.'

બુદ્ધે કશું ના કર્યું. ક્રોધ ના કર્યો. થૂંક લૂછી નાખ્યું. પેલો માણસ ચાલ્યો ગયો.

પેલો માણસ બીજે દિવસે ક્ષમા માગવા આવ્યો. માથું પગમાં મૂક્યું. આંખમાંથી આંસુ કાઢ્યાં.

માથું ઊંચું કરીને પેલા માણસે બુદ્ધ સામે જોયું.

બુદ્ધે પૂછયું : 'હવે કાંઈ કહેવું છે ?'

પેલા માણસે કહ્યું: 'આપ આ શું કહો છો ?'

બુદ્ધે કહ્યું : હું સમજી ગયો. તમારા મનનો ભાવ એટલો ઘેરો બની ગયો છે કે શબ્દોથી તમે તે કહી શકતા નથી. તો આંસુ કાંઢીને, પગે માથું અડાડીને ઈશારાથી તે ભાવ વ્યક્ત કરો છો. કાલે પણ તમે કંઈક કહેવા માગતા હતા, જે તમે શબ્દોથી કહી શક્યા નથી. માત્ર થૂંકીને ઈશારો કરીને જણાવી શક્યા. આજે પણ તમે કંઈક કહેવા માગો છો, પરંતુ શબ્દોથી કહી શકતા નથી તેથી આંખમાં આંસુ કાઢીને, પગે માથું મૂકીને આવા ઈશારા- gestures કરીને કહો છો, તે હું સમજી શકું છું.

પેલા મામસે કહ્યું : 'હું ક્ષમા માગવા આવ્યો છું. મને ક્ષમા કરો.'

બુદ્ધે કહ્યું : 'હું શા માટે ક્ષમા કરું ?' મેં ગઈ કાલે તમારી ઉપર ક્રોધ કર્યોજ નથી, પછી ક્ષમા કરવાનો સવાલ રહેતો નથી. જેવી રીતે કાલે તમે થૂંક્યા એવી રીતે આજે તમે મને પગે પડ્યા. બસ, વાત ખતમ થઈ ગઈ. એથી વધારે કર્મમાં પડવાની મારી શી જરૂર ? હું કોઈ તમારો ગુલામ નથી કે તમે કહો ત્યારે ક્રોધ કરું અને તમે કહો ત્યારે ક્ષમા કરું.'

પ્રતિકર્મ ગુલામી છે, જે બીજાં તમારી પાસે કરાવે છે. જે ગુલામ નથી. પરંતુ સ્વતંત્ર છે તે કર્મ કરે છે, પ્રતિકર્મ કરતો નથી. એટલે ભગવાન શ્રીકૃષ્ણ કહે છે કે કર્મ અને અકર્મનો ભેદ બુદ્ધિમાન માણસો પણ સમજી શકતા નથી.

અકર્મ (Inaction) નો અર્થ પણ આપણે સૂક્ષ્મ દૃષ્ટિથી સમજી લેવો જોઈએ. કાંઈ પણ ના કરવું, માત્ર ખાલી બેસી રહેવું (Non-action) તેને આપણે અકર્મ Inaction સમજીએ છીએ તે બરાબર નથી.

બિલકુલ કાંઈ કર્મ કરવું જ નહિ તેને (નૈષ્કર્મ્યને) અકર્મ કહેવાય નહિ. તેણે નૈષ્કર્મ્ય સિદ્ધિ પ્રાપ્ત કરી ગણાય નહિ. ભગવાન ગીતામાં કહે છે કે :

**ન કર્મણાં અનારંભાત્, નૈષ્કર્મ્ય પુરુષોઽશ્નુ તે ।**
**ન ચ સંન્યસનાદેવ, સિદ્ધિં સમધિગચ્છતિ ॥** (ગી. ૩/૪)

કોઈ પણ કર્મનો આરંભ ના કરવો અને કહો કે કર્મ માત્રનો સંન્યાસ ત્યાગ કર્યો છે માટે મેં નૈષ્કર્મ્ય સિદ્ધિ પ્રાપ્ત કરી છે તે વાત ખોટી છે. આપણે કર્મણ્યતા (Non-action) ને, અકર્મ (inaction) સમજીએ છીએ તે ખોટું છે. કાંઈપણ ના કરવાથી અકર્મ ના થઈ શકે. કારણ કે તમે કાંઈ પણ કરતા નથી હોતા અને હાથપગ જોડીને, આંખ-કાન-જીભ બંધ કરીને બેસી રહ્યા છો તો ત્યારે પણ તમે ઘણાં કર્મ કરી રહ્યાં છો. માત્ર બધી ઈંદ્રિયોના વ્યાપાર બંધ કરીને મનથી અનેક જાતના સંકલ્પવિકલ્પ કરો, કામનાઓના અને વાસનાઓના વિચાર કરો તો તે પણ કર્મ કહેવાય- અકર્મ ના કહેવાય. આમ કરવાથી તો ઊલટું તમે મિથ્યાચાર (Hypocricy) કર્યો ગણાય. અને તે માણસ તો વિમૂઢાત્મા ગણાય.

ભગવાન ગીતામાં આ વાત સ્પષ્ટ રીતે કહે છે -

**કર્મેન્દ્રિયાણિ સંયમ્ય, ય આસ્તે મનસા સ્મરન્ ।**
**ઈન્દ્રિયાર્થાન્ વિમૂઢાત્મા, મિથ્યાચાર : સ ઉચ્યતે ॥** (ગી. ૩/૬)

જ્યારે તમે બહારની ઈંદ્રિયોના વ્યાપાર બંધ કરો છો ત્યારે તમે અંદર મનોમન ઘણું કર્મ કરો છો. તમે દેખાઓ છો કર્મહીન પણ અંદરખાને તમે અત્યંત સક્રિય છો. પલંગમાં હાથપગ લાંબા કરીને સૂઈ જાઓ એ અકર્મ ના કહેવાય. તમારું મન બજારમાં ભમતું હોય છે, કોઈને ગાળો દેતું હોય છે, કોઈની પ્રશંસા કરતું હોય છે, ના જાણે કેટલાક કર્મો કરતું હોય છે ! જેટલું કર્મ તમે ભાડાં ખર્ચીને, દોડીદોડીને, ખૂબ વખત બગાડીને પણ ન કરી શકો તેટલું કર્મ તમે પલંગમાં પડ્યા પડ્યા વગર ભાડું ખર્ચે, વગર દોડાદોડ કર્યે, વગર ટાઈમ બગાડ્યે કરતા હો છો. એટલે તે અકર્મ ન કહેવાય.

રાત્રે તમે નિષ્ક્રિય થઈને શરીર ઢીલું કરીને પલંગમાં પડ્યા ઊંઘો છો ત્યારે પણ તમે સ્વપ્નાવસ્થામાં આખી રાત દોડાદોડા કરો છે, રડો છો. ચોરી, વ્યભિચાર, હત્યા વગેરે જે તમે દિવસ દરમિયાન કરી શકતા નથી તે પણ તમે રાત્રે સ્વપ્નાવસ્થામાં કરો છો. આખી રાત તમારી ચેતના ગહન કર્મ કરી રહી હોય છે એટલે તે વખતે પણ તમે અકર્મમાં છો તેમ ના કહેવાય.

અકર્મ એટલે બાહ્ય ઈંદ્રિયોથી નિયતકર્મ થતું હોવા છતાં અંતરના મનમાં કર્મફળની કોઈ કામના, વાસના, આસક્તિ, રાગદ્વેષ ન રહે અને માત્ર સમષ્ટિના કલ્યાણ માટે ઈશ્વરપ્રીત્યર્થે સ્વધર્મની ભાવનાથી જે કર્મ સ્વાભાવિક રીતે સહજ ભાવે થયા કરે તે.

આવી રીતે કર્મ અને અકર્મ વચ્ચેનો નાજુક અને સૂક્ષ્મ વિવેક જે સમજે છે તે જ બુદ્ધિમાન ગણાય છે એમ ભગવાન કહે છે. અકર્મ એટલે આંતરિક મૌન, અંતરમાં કર્મના તરંગો ના ઊઠે- કર્મફળમાં આસક્તિ-રાગદ્વેષ- વાસના ના જાગે પરંતુ બહારથી કર્મનો અભાવ ન દેખાય તેનું નામ અકર્મ. જ્યારે અંતરમાં કર્મની વાસના ઊઠે ત્યારે કર્તા બની જાય. પરંતુ કર્મફળની વાસના-આસક્તિ-રાગદ્વેષ અંતરમાં ના રહે તો તે કર્મનો કર્તા પણ ના બચે. કર્તા શૂન્ય થઈ જાય. માત્ર નિષ્કામ કર્મ જ રહે તેનું નામ અકર્મ.